

# અર્પણ પત્રિકા

## શ્રીરણછોડરાયજીને ચરણે.

જે દ્વારકાધીશ બોડાણા ઉપર પ્રસન્ન થઇ ડાકોર પધાર્યા, જે શ્રીદ્વારકાધીશે
નરસિંહ મેહેતાનાં સઘળાં કારજ કરી આપ્યાં, અને જે દ્વારકાધીશ પર્વત
મેહેતાને ઘેર પધાર્યા, તે સ્વરૂપે ત્રિવિધ છતાં પણ વસ્તુતઃ તો
એક અદ્વિતીય શ્રીરણછોડરાયજી છે; જેને ત્રિકમદાસજીએ પૂર્ણ
ભાવ અને શ્રદ્ધાથી ભજ્યા અને જેની આશા પરિપૂરણ
કરી, તે પ્રભુને જ તેના જશગુણ ગાનારૂં આ પુસ્તક
સમર્પી અમે કૃતકૃત્ય થવા અભિલાષા રાખીએ
છીએ, અને એ જ શ્રીરણછોડરાયજી આ
પુસ્તક વાંચનારાઓની, મનન કરનારાઓની,
ભક્ત જનોની આશા પરિપૂરણ કરે
એવી પ્રાર્થના છે.

નટવરલાલ ઇચ્છારામ દેસાઇ
નયનસુખરાય વિનોદરાય મજમુદાર

# પ્રસ્તાવના

આ ગ્રન્થ પ્રકટ કરવાનો પ્રસંગ અનાયાસ ભગવત્કૃપાએ પ્રાપ્ત થયો છે, એટલા માટે પ્રસ્તાવનામાં યત્કિંચિત કથન કરવાની જરૂર મને લાગે છે. સંવત ૧૯૮૫ના વર્ષનું ગુજરાતી પ્રેસનું પંચાંગ તૈયાર કરતી વખતે તેમાં રાબેતા મુજબ કંઈ ધાર્મિક બોધપ્રદ આખ્યાન આપવાનો વિચાર કરતો હતો, તેવામાં ગુજરાતના ભક્તોમાંથી એકાદ ભક્ત ચરિત્ર આપ્યું હોય તો ઠીક થાય, એવો વિચાર સ્ફુર્યો. તે ઉપરથી પર્વત મેહેતાનું આખ્યાન આપવાનું મન થયું. એ સંબંધમાં મળી તેટલી સામગ્રી એકઠી કરીને એ ભક્તચરિત્ર છાપ્યું. તે સાથે પરમ ભગવદીય કવિ વૈષ્ણવ ત્રિકમદાસનું મળેલું પર્વતાખ્યાન છાપ્યું અને બૃહત્કાવ્યદોહનના આઠમા ભાગમાંથી કવિ વિશ્વનાથ જાનીના નરસિંહ મેહેતાના ચરિત્રમાંથી પર્વત મેહેતાને લગતો ભાગ કાઢી છાપ્યો, અને આખ્યાન–ચરિત્ર બન્યું તેટલું સંપૂર્ણ બનાવ્યું. તે પછી ઓળખીતાઓમાં મજકુર પંચાંગ ભેટ તરીકે મોકલ્યું. ઘણા વરસ પૂર્વે, લગભગ ૧૯૧૨–૧૪માં અમારા પ્રેસના શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહરે અમરેલીના વૈષ્ણવ મજમુદાર જયસુખરાયભાઇની મુંબઇમાં મુલાકાત થોડી કરાવેલી તે યાદ આવ્યા, અને માંગરોળના ભગવચ્છાસ્ત્રનિષ્ણાત કાશીરામ શાસ્ત્રી અને તેમના પુત્ર કેશવરામ શાસ્ત્રીની ઓળખ થતાં એમણે પર્વતપચ્ચીશીની એક પ્રત, તથા જયસુખરાયભાઇએ સંસ્કૃત ભાષામાં કાશીરામ શાસ્ત્રી પાસે કરાવેલા પર્વતાખ્યાનની નકલો આપી. તે ઉપરથી મેં પંચાંગની એક નકલ અમરેલી મુકામે જયસુખરાયભાઇના પુત્ર વિનોદરાયભાઇ ઉપર મોકલી, અને તે પછી તેમનો પ્રસન્નતાનો પત્ર આવ્યો. પંચાંગ છપાવ્યા પછી મારો વિચાર એવો હતો કે આટલું નાનું આખ્યાન છૂટું છપાવ્યું હોય તો લોકોમાં ઠીક ગવાતું વંચાતું સચવાયેલું રહે. તેની પછી એક જાહેર ખબર આપી,

અને કામ છાપવા માંડયું, એટલામાં અમરેલીથી રા. રા. વિનોદરાયભાઈનો, ત્રિકમદાસનું એકલું પર્વતાખ્યાન છપાવો છો તો તે સાથે તેનાં કાવ્યો, પદો વગેરે છપાવો તો ક્રેવું સારૂ, એવો પત્ર આવ્યો. મેં પણ હા લખી અને કાવ્યો નકલ કરી મોકલી આપવા જણાવ્યું. તેમણે તે પછી પોતાના પુત્ર નયનસુખરાયભાઈની ઓળખાણ કરાવી અને નયનસુખરાયભાઇએ કાળજીપૂર્વક ત્રિકમદાસનાં તમામ કાવ્યો, પદો અને ચરિત્ર—એ સહુ લખી મોકલ્યાં, અને રફતે રફતે, કંઇક નરસિંહ મેહેતાની, મામેરાની વ્હેલની ઝડપે છાપવાનું કામ આગળ ચાલ્યું. આ કારણને લીધે પાનાં ૧૯–૨૦–૨૧ ઉપર જે કેટલીક હકીકત મેં ટુંકમાં લખી છે, તે લંબાણુ ચરિત્ર ઉપરથી સુધારી વાંચવા વિનતિ છે. એમાં નહિ છપાયલાં કાવ્યો તરીકે ગણાવેલા રૂકમણિ–વ્યાહ અને ડાકોર લીલા એ બન્ને આ ગ્રન્થમાં સુભાગ્યે છપાયલા જણાશે. આ ગ્રન્થનાં પ્રથમ ૪૮ પાનાંનું લખાણ મારા હાથનું છે. પછીનો સમાપ્તિ સુધીનો ભાગ નયનસુખરાયભાઇનો લખેલો છે. અને રૂકમણિ–વ્યાહની સૂક્ષ્મ ટીકા (પર્યાય) તેમની જ લખેલી છે. માત્ર ગુજરાતી કાવ્યવિભાગમાં એક બે ઠેકાણે ટીપ્પણીઓ કરી છે, તે વિષેની જોખમદારી મારી છે. તેમ પરિશિષ્ટોના લેખોની જોખમદારી પણ મારી છે. આમાં ભાઇ નયનસુખરાયે મને ઘણી સહાય કરી છે તે માટે તેમનો ઉપકાર માનું છું.

આ પુસ્તક તૈયાર કરતી વખતે મને ઘણા ગૃહસ્થોએ વિવિધ પ્રકારની માહિતી આપી સહાય કરી છે, તે માટે તે સર્વેનો ઉપકાર માનું છું. તેમાં કેટલાકનાં તો નામો મારે અત્રે જણાવવાંજ જોઇએ. માંગરોળના શાસ્ત્રી કેશવરામ અને તેમના પિતા કાશીરામ, તથા વૈષ્ણવ રંગપ્રસાદ પ્રભુલાલ; 'શુદ્ધાદ્વૈત માર્તણ્ડ'ના તંત્રી શાસ્ત્રી વસંતરામ, જૂનાગઢની ચોરા કમિટિના સભ્યો અને તેના સેક્રેટરી શ્રીનરસિંહ પ્રસાદભાઇ, તથા છેલશંકર કૃપાશંકર તથા જુનાગઢનિવાસી વૈષ્ણવ ગોવર્ધનદાસ ઇંદ્રજીભાઇ, એ સર્વેએ મને

વિવિધ પ્રકારે સહાય કરી છે. વળી રા. રા. નયનસુખરાયભાઇનું નામ પણ મારી સાથે સંપાદક તથા લેખક તરીકે મુકવાની પરવાનગી આપવા માટે રા. રા. વિનોદરાયભાઇ અને પૂજ્યશ્રી જયસુખરાયભાઇ એ સર્વનો આભાર ભૂલાય તેમ નથી.

આ ગ્રન્થ સાથે નરસિંહ મેહેતાની ભક્તિ અને રા. રા. ગોવર્ધનરામ ભાઇએ પૂછેલો પ્રશ્ન "એ જ્વાળા ક્યાંથી પ્રકટી?" એ વિષે વિવેચન કરી એક લંબાણ લેખ લખવાનો મારો વિચાર હતો, પણ કેટલીક સાધન સામગ્રીની ત્રુટકતાને લીધે બની શક્યું નથી તે માટે દિલગીર છું.

આ ગ્રન્થ પહેલી વાર છપાતો હોવાથી કેટલીક અજ્ઞાનતાથી ભૂલો વગેરે રહી ગઇ છે, તે સુજ્ઞ વાચકોને સુધારી લેવા વિનતિ છે. ત્રિકમદાસજીના હસ્તાક્ષર મેળવી આપવા માટે રા. રા. વિનોદરાય જયસુખરાય મજુમદારનો આભાર માનું છું.

છેવટે જેમ રણછોડરાયજીનાં ત્રણે સ્વરૂપો ભક્ત ત્રિકમદાસજી ઉપર સદા કૃપાળુ દયાળુ અને પ્રસન્ન રહેતાં અને તેની આશા પરિપૂરણ કરતાં તેમ આ ગ્રન્થના વાંચનારાઓ ઉપર પણ રહો અને સારી આશાઓ પૂરણ કરો એજ રણછોડરાય પ્રત્યે પ્રાર્થના છે.

વિદ્વત્કૃપાભિલાષિ
**નટવરલાલ ઈચ્છારામ દેશાઇ**

# અનુક્રમણિકા

# પર્વતાખ્યાન

## પર્વત પચ્ચીશી

### ભક્ત ત્રિકમદાસનું ચરિત્ર

## શ્રી મોક્ષપુરી દ્વારિકામાં રણછોડરાયનું મંદિર



નરસિંહ મહેતો દ્વારિકામા પર્વત મહેતાને હાથમા તુલસી પાની ભગવાનને અર્પણ કરવાની પ્રતિજ્ઞા લેવડાવે છે.



શ્રીદ્વારિકાનાથની જય! શ્રીરણછોડરાય સદા પ્રસન્ન રહો!!

શ્રીપરમ ભક્તરાજ નરસિંહ મહેતાના કાકા

# પર્વત મહેતાનું આખ્યાન

## ખંડ પહેલો

### અધ્યાય ૧ લો

### સત્સંગ પ્રતાપ અને પર્વત મહેતાને ભક્તિની પ્રાપ્તિ

वंदे श्रीद्वारिकाधीशं भक्तकल्पद्रुमं सदा ।
विहाय द्वारिकां यो वै राजते मङ्गले पुरे[१] ॥

ભક્તજનોને કલ્પવૃક્ષ જેવા, જે દ્વારિકાને તજીને સૂક્ષ્મ સ્વરૂપ લઇને સદા માંગરોળ વિષે વિરાજમાન છે, એવા દ્વારિકાધીશ શ્રીરણછોડરાય પ્રભુને પ્રેમપૂર્વક વંદન કરું છું. આ ઘોર કળિકાળમાં ત્રિવિધ તાપવડે તપાયમાન થયેલાઓ માટે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની અદ્ભુત લીલાઓનું

---

૧ (માંગરોળ.)

અમૃતપાન કર્ણપુટદ્વારા કરવું એ પ્રાણી માત્ર માટે ધન્ય છે. આ ભગવાન જ એવા છે કે જેનું ઉત્તમોત્તમ ચરિત્ર સાંભળીને કોઇપણ તૃપ્ત થયું નથી; માટે તેમનું વિવિધ ચરિત્ર વારંવાર સાંભળવાની જરૂર છે.

દ્વાપરયુગના અંતમાં અને કળિયુગના પ્રારંભમાં શ્રીકૃષ્ણ ભગવાને પોતે અવતાર ધરીને પૃથ્વીનો ભાર ઉતાર્યો, અને પછી પોતાના પ્રિયભક્તજનોનું હિત કરવાની ઇચ્છાએ ચતુર્ભુજ રૂપ ધરીને ડુબાવી દીધેલી દ્વારાવતીનો બચી ગયેલો એક ભાગ, જે પણ પાછળથી દ્વારાવતી નગરીને નામે પ્રસિદ્ધ થયો તેમાં નિરંતર નિવાસ કરીને રહેવા લાગ્યા. આ કળિકાળમાં પાપ બુદ્ધિવાળા જીવોને મુક્તિ આપવા માટે અને સાંભળવા માત્રથી પાપનું હરણ કરનારા ભગવાન્ જેવું અન્ય કોઇ સાધન નથી, એમ જાણી પોતે પૃથ્વી વિષે રહ્યા; અને પોતાનું પ્રત્યક્ષ દર્શન આપી સ્મરણ કરનારા એવા ઘણા જનોને પોતાના પદે પહોંચાડ્યા.

ભગવાન્ ભાષ્યકાર પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીઆદ્યશંકરાચાર્ય ભરતખંડમાંથી બૌદ્ધ, જૈન, મ્લેચ્છ, યવન વગેરે વેદને પ્રમાણ તરીકે નહિ માનનારા નાસ્તિકોના મતોનું ખંડન કરી દિગ્વિજય કરી, શ્રીદ્વારિકાપુરીમાં પધાર્યા ત્યારે, સર્વત્ર વાસુદેવને જ જોનારા એવા જ્ઞાની ભક્ત જે પોતાના આત્મા છે,[૨] એવા શંકરાચાર્યને પોતાના દર્શને આવેલા જોઇ ભગવાને તેમના ઉપર અતિ પ્રસન્નતા દર્શાવી, અને પોતાનું 'જગદ્ગુરુ' એવું બિરુદ[૩] શ્રીશંકરાચાર્યને પ્રેમભાવથી આપ્યું, ત્યારથી શ્રીશંકરાચાર્ય "જગદ્ગુરુ" કહેવાણા. જ્યારે ભગવાન્ દ્વારિકાનાથ શંકરાચાર્યને ભેટ્યા ત્યારે તેમણે કહ્યું કે, "મેં અર્જુનને કુરુક્ષેત્રમાં ઉપદેશ આપતી વખતે, આ જગતમાં સર્વત્ર એક વાસુદેવને જોનારો જે પુરુષ છે તે ખરો મહાત્મા છે, તેજ ખરો જ્ઞાની

---

૨ ज्ञानी त्वात्मैव मे मतम्. ગીતા. અ. ૭. શ્લોક. ૧૮.

૩ कृष्णं वंदे जगद्गुरुम् ગીતાનું માહાત્મ્ય.

ભક્ત છે, અને તેવો પુરુષ મળવો પણ દુર્લભ છે એમ કહ્યું હતું. વળી એવા જ્ઞાની તો પ્રત્યક્ષ મારો આત્મા જ છે; મારા અને એનામાં ભેદ નથી. તમે શ્રીમહેશ્વરની કૃપાથી તે અનુભવ્યુ છે, તેથી હું પ્રસન્ન છું. તમે મારા જ સ્વરૂપ શ્રીવ્યાસ નારાયણની આજ્ઞાથી બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું છે, અને તેમાં સ્મૃતિ તરીકે મારા ઉપદેશનો આદર કર્યો છે, તેથી હું અતિ પ્રસન્ન છું. તેથી મારી આજ્ઞા છે કે મારા ઉપદેશ ઉપર પણ તમે અદ્વૈત ભાષ્ય લખો." શ્રીશંકરાચાર્યે વિનયપૂર્વક જણાવ્યુ કે, "હે કૃપાળુ નાથ! જો કે તમારો અને મારો અભેદ છે છતાં પણ હુ તમારો જ છુ; તમે મારા નથી; તમે તો સર્વાંતર્યામી છો. તરગ તો સમુદ્રનો જ હોય, કંઈ સમુદ્ર તરંગનો ન હોય[૪] દેહભાવે હું આપનો દાસ છુ, જીવભાવે તો તમારો અંશ છુ; માત્ર આત્મભાવે-બ્રહ્મભાવે આપણો અભેદ છે, એવી તમારી કૃપાદૃષ્ટિથી મારી નિશ્ચિત મતિ થઇ છે. આપના કૃપાબળથી જ આપનાં વચન ઉપર ભાષ્ય લખાશે." આ પ્રમાણે ભગવદ્ આજ્ઞાનુસાર શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર ભાષ્ય લખ્યા પછી શ્રીદ્વારિકાનાથની આજ્ઞાથી જ ભરતખંડના તેમના ચારે ધામમાં શ્રીઆદિ શંકરાચાર્યે મઠો સ્થાપ્યા; તેમાં પહેલો મઠ શ્રીદ્વારિકામાં જ સ્થાપ્યો અને તેને શ્રીશારદામઠ એવું નામાભિધાન આપ્યું આ મઠ અદ્યાપિ પર્યંત ભગવાન્ રણછોડરાયની કૃપાથી ચાલુ જ છે. શ્રીશંકરાચાર્યે તે પછી પશ્ચિમે જગન્નાથપુરીમાં ગોવર્ધનમઠ, ઉત્તરે બદરીનારાયણના આશ્રમમા જ્યોતિર્મઠ, અને દક્ષિણે વિષ્ણુકાંચી નગરી પાસે શૃંગેરીમઠ સ્થાપ્યો. શ્રીદ્વારિકાપુરીના શારદામઠ ઉપર પ્રથમ અભિષેક શ્રીસુરેશ્વરાચાર્યનો થયો, અને તેમણે ભગવાનનો ભક્તિપૂર્વક સેવાપ્રકાર સ્થાપી વૈષ્ણવોની પરંપરા ચલાવી.

---

૪ सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥

શંકરાચાર્યકૃત ષટ્પદી. શ્લો. ૩.

પૂજ્યપાદ શ્રીસુરેશ્વરાચાર્યના સમયમાં "વૈષ્ણવપદ કોને કહેવું?" તે સંબંધમાં, શ્રીશંકરાચાર્યરચિત પંચીકરણ ઉપર રચેલા તેમના વાર્તિકમાંથી નીચેના શ્લોકો પ્રાપ્ત થાય છે, જે દરેક જિજ્ઞાસુએ મનન કરવા જેવા છેઃ-

वाच्यवाचकनिर्मुक्तं हेयोपादेयवर्जितम् ।
प्रज्ञानघनमानन्दं वैष्णवं पदमश्नुते ॥ ६२ ॥
इदं प्रकरणं यत्नाज्ज्ञातव्यं भगवत्तमैः ।
अमानित्वादिनियमैर्गुरुभक्तिप्रसादतः ॥ ६३ ॥

ભાવાર્થઃ-આ પરબ્રહ્મના સ્વરૂપ વિષે વાચ્ય અને વાચકનો અભેદ ભાવ રહેલો છે; તેને વિષે ત્યાગ તેમ જ ગ્રહણનો વિષય હોતો નથી; જ્યાં સર્વત્ર જ્ઞાન અને આનંદ આનંદ જ છે; એવા પ્રકારનું જે વૈષ્ણવ પદ છે તેને જીવન્મુક્તની અવસ્થાવાળો પ્રાપ્ત થાય છે. (૬૨) જેઓ કેવળ ભગવત્ સ્વરૂપને પામેલા છે તથા જેઓએ અમાનિત્વ વગેરે નિયમો પાળેલા હોય છે, તેઓ ગુરુભક્તિના પ્રસાદથી આ સર્વ પ્રકારનો વિષય જાણી શકે છે. ૬૩

ત્યાર પછી અનેક ભક્તજનોને પવિત્ર દર્શન કરાવતા અને ઉદ્ધાર કરતા ભગવાનના સ્વરૂપને ઘણાં વર્ષો વિતી ગયાં અને વિક્રમ સંવત્ ૧૨૧૫ (કાર્તિક સુદિ ૧૫) માં ગુજરાત દેશને પવિત્ર કરવાની ઇચ્છાથી ડંકપુર (ડાકોર) નિવાસી ભક્ત બોડાણા ઉપર કૃપા કરી શ્રીપુણ્યક્ષેત્ર ડાકોરમાં શ્રીદ્વારિકાધીશનું એક મોટું સ્વરૂપ પધાર્યું, અને ત્યાં મનોહર દિવ્ય સ્વરૂપે આજ દિન પર્યંત વિરાજે છે.

આ રીતે શ્રીદ્વારિકાનાથે પોતાના ભક્તોને ગુજરાતમાં પાવન કર્યાં છે એટલું જ નહિ પણ પોતાનું એક સ્વરૂપ દક્ષિણમાં પંઢરપુરમાં શ્રીપુંડરીકને નામે પણ પધરાવી આપ્યું છે, જે આજે શ્રીવિઠ્ઠલનાથજીને નામે પ્રસિદ્ધ છે. શ્રીભગવાન્ આ પ્રમાણે શ્રીદ્વારિકાપુરીમાં વસતા અને શરણાગત દૈવી જીવોનો ઉદ્ધાર કરતા હતા. તેવામાં શ્રીસોરઠની રસાળ ભૂમિ ઉપર મહારાજા

શ્રીવિક્રમના પંદરમા સૈકામાં બે દૈવી જીવોનું પ્રાકટ્ય થયું. તે બે ભક્તોમાંના એક નરસિંહ મહેતા અને બીજા તેના કાકા પર્વત મહેતા. શ્રીનરસિંહ મહેતાનું ભક્તચરિત્ર તો સુવિખ્યાત છે; પણ તેમના કાકા શ્રીપર્વત મહેતાનું ચરિત્ર તેટલા પ્રમાણમાં જાણીતું થયું નથી; તેથી શ્રીરણછોડરાયને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ પર્વત મહેતાનું આખ્યાન અત્રે લખાય છે.

મહારાજ શ્રીવિક્રમના પંદરમા સૈકામાં સૌરાષ્ટ્રની રસાળ ભૂમિ ઉપર ગૌબ્રાહ્મણ પ્રતિપાળ અને ચાતુર્વર્ણાશ્રમ ધર્મ સંરક્ષક ક્ષત્રિય રાજા ચૂડાસમાઓનું રાજ્ય ચાલતું હતું. તે સમયે (વિ. સં. ૧૪૫૦–૧૫૦૬ ના સુધી આશરે) મહારાજા મહિપાળ નામનો રાજા રાજ્ય કરતો હતો. અદ્યાપિ પર્યંત દિલ્લીથી મુસલમાનોનું આક્રમણ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર થયું નહોતું, અને વલ્લભીપુરનો વિનાશ કરનાર આરબ જાતિના મ્લેચ્છોની વસ્તી ઘણી ઓછી થઇ ગઈ હતી. મહારાજા મહિપાળને કંઇ સંતતિ નહોતી, તેથી તે ખિન્ન રહ્યા કરતો હતો; પણ તે એક મનથી પ્રતિદિવસે શ્રીદ્વારિકાધીશની પૂજા કરતો. તેની ધર્મપત્ની રાણી મોહલ દેવી કરીને એક વીર ક્ષત્રિયાણી હતી. આ સ્ત્રી ખરેખરી પવિત્રા, બુદ્ધિશાળી અને ધર્મનિષ્ઠા હતી, એટલું જ નહિ પણ ક્ષત્રિયાણીને શોભતા સર્વ સદ્ગુણો અને ક્ષાત્રત્વથી તે યુક્ત હતી. તેમની ભક્તિથી પ્રસન્ન થઇને શ્રીદ્વારિકાધીશે રાજા મહિપાળને સ્વપ્નામાં દર્શન આપી જૂનાગઢ ઉર્ફે જીર્ણદુર્ગમાં શ્રીદામોદરરાયનું મંદિર બાંધવા આજ્ઞા કરી અને તેને એક પુત્ર જન્મશે એવું વરદાન આપ્યું. આ ઉપરથી રાહ મહિપાળે શ્રીદામોદરજીનું મંદિર અને કુંડ વિ. સં. ૧૪૬૯–૭૩ માં બંધાવ્યાં અને તે જ સમયમાં તેને ત્યાં વૈષ્ણવી રાણી મોહલ દેવીની કુખે એક પુત્ર રત્નનો જન્મ થયો. તેનું નામ તેણે રા'માંડલિક પાડ્યું.[૫] આ જ સમયે એટલે વિ. સં. ૧૪૬૯ માં ભગવાને પીપાજી નામના પોતાના એક

૫ આ કુમારનું બાળ, પૌગંડ અને યુવાન વયનું ચરિત્ર કવિવર ગંગાધરે સંસ્કૃત ભાષામાં રચ્યું છે. ઉત્તર કાળનું ચરિત્ર દંતકથા ઉપર આધાર રાખે છે.

ભક્તને નરસિંહ મહેતા તરીકે અવતરવાની આજ્ઞા આપી, તેથી શ્રીકૃષ્ણદાસ નામના નાગર બ્રાહ્મણને ઘેર તેનો જન્મ થયો

જૂનાગઢથી થોડે દૂર (હાલમા ભાવનગર તાબે) તળાજા ગામમા પ્રશ્નનાગર જ્ઞાતિ મધ્યે વડનગરા નાગર—નરોત્તમ—કુળદીપક, વૈષ્ણવ—વંશ—વર્ધ પુરુષોત્તમદાસ નામનો એક પવિત્ર બ્રાહ્મણ ગૃહસ્થ રહેતો હતો આ બ્રાહ્મ વેદ વિદ્યામા પારગત હતો, અને ભગવાન્ વાસુદેવ શ્રીકૃષ્ણનો પરમ ઉપાસક હતો અને શ્રીદ્વારિકાનાથના દર્શને વારવાર જતો હતો પુરુષોત્તમદાસને શ્રીરણછોડરાય[૬]ની એટલી તન્મય ભક્તિ થએલી કે તે સર્વત્ર જગતને રણછોડમય જોતો હતો અને તે પછી ભગવાને કૃપા કરી એકવાર સ્વપ્નમાં દર્શન આપી કહ્યું કે, તાર કુળમાં મારી ભક્તિ કરનાર બે પુત્ર રત્નોનો જન્મ થશે, અને તેથી તા સમગ્ર કુળ પાવન થશે ભગવદ્વચનાનુસાર વિ સ ૧૪૨૮ કે ૩૦ મા તે ત્યા કૃષ્ણદાસનો જન્મ થયો અને વિ સ ૧૪૩૩ મા પર્વતદાસનો જન્મ થયો ત્યારે તેને ઘણો આનદ થયો પુરુષોત્તમદાસનો યોગક્ષેમ ભગવત્કૃપાથી સાંગોપાગ નિર્વિઘ્ન સારી રીતે ચાલતો હતો, અને કર્મકાડાદિ વૈદિક ક્રિયામા તેની કુશળ જોઈને નાગર જ્ઞાતિજનો તેને 'પડ્યા" એવી અવટંકે ઓળખતા હત વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતા શ્રીરણછોડરાયનું સ્મરણ કરતા પુરુષોત્તમદાસ ભગવાન સાયુજ્ય મુક્તિને પામ્યા એમના અવસાન પછી કૃષ્ણદાસ અને પર્વતદાસ પ પરમ ભક્તિથી ભગવાન્ શ્રીકૃષ્ણની સેવા સ્મરણ કરતા હતા, અને આજી

---

૬ રણછોડ—એ પદની વ્યુત્પત્તિ કરવી મુશ્કેલ છે, છતા ભક્તો અને પડિતે નીચે પ્રમાણે અર્થ સમજાવે છે (૧) કાળયવન અને જરાસંધના ત્રાસથી મથુ નગરી છોડી, "રણ" સગ્રામ પણ "છોડી" નાઠા અને દ્વારિકામા આવી વસ્ય માટે રણ+છોડ એવુ નામ દ્વારિકાધિપતિ શ્રીકૃષ્ણનું પડ્યુ આ નામ સસ્કૃત નથી (૨) દ્વારિકાધિપતિ રુક્મિણીરમણની ભક્તિ કરનાર મનુષ્ય ત્રણ પ્રકાર ઋણમાથી મુક્ત થાય છે, માટે ઋણમુક્ત એવુ નામ લાગવાનું પડ્યું, અ પ્રાકૃત ભાષામા 'રણછોડ" કહેવાયા.

વિકાર્થે તે સમયના રાજ્ય દરબારમાં મુત્સદ્દીગિરિ કરતા હતા, તેથી તેમની અટક "પંડ્યા" મટીને "મહેતા" પડી હતી. આ બન્ને ભાઇઓ ઉપર બાળપણથી સારા વૈષ્ણવી સંસ્કાર પડવાથી તેઓ બુદ્ધિવાળા, રુડાં આચરણ કરનારા હતા. તેઓ જિતેન્દ્રિય, સંસારના પદાર્થોમાં વિરક્ત તથા બ્રાહ્મણાદિની સેવા કરનારા હતા. તેઓ ભગવાનના ગુણોનું શ્રવણ કરનારા અને તેના નામનું અને લીલાનું કીર્તન કરવામાં પ્રીતિવાળા હતા. તેમને સ્ત્રીઓ પણ તેવા જ સદ્‌ગુણોવાળી મળી હતી. તેઓ વિષયી પુરુષોનો સંગ તજીને સાધુ પુરુષોનો સમાગમ નિરંતર કરતા હતા.

આ સમયે તળાજામાં એક નૈસર્ગિક આપત્તિ આવી પડી તેથી અને જીવનવ્યવહાર ચલાવવામાં મહા ક્લેશ પડતો હોવાથી તથા જૂનાગઢમાં રા' માંડલિકના પિતા રાહ મહિપાળે વિ. સં. ૧૪૭૧–૭૩ માં પુત્ર જન્મ ઉત્સવનિમિત્તે શ્રીદામોદરરાય ભગવાનનું નવું મંદિર તથા દામોદર અને રેવતી કુંડ વગેરે જળાશયો બંધાવવાથી નાગરો તળાજા છોડીને જૂનાગઢ જઇને રહ્યા. આજ સમયે એટલે ૧૪૬૯–૭૦ માં શ્રીકૃષ્ણદાસ મહેતાને ગૃહે ત્રીજા પુત્ર તરીકે ભાવી પરમભક્તરાજ, નાગરકુળશિરોમણિ શ્રીનરસિંહ મહેતાનો માગશર સુદ ૭ ને દિને જન્મ થયો હતો. રાહ મહિપાળને ઘેર રાહ માંડલિક, નરસિંહ મહેતાની ભક્તિની કસોટી કરનારનો જન્મ પણ આજ વરસમાં એટલે ૧૪૬૯–૭૦ માં થયો હતો. નરસિંહ મહેતાના જન્મ પછી શ્રીકૃષ્ણદાસનું મૃત્યુ તેના બાળપણમાં જ થયું અને બે ચાર વર્ષના અંતરમાં નરસિંહ મહેતાની માતા પાર્વતીબાઈ પણ શ્રીકૃષ્ણશરણે ગઈ. એટલે નરસિંહ મહેતા તેના મોટા ભાઇ જીવણરામ ઉર્ફે મંગળજી અને કાકા પર્વતદાસની છાયામાં ઉછરવા લાગ્યા.[૭]

---

૭ નરસિંહ મહેતાનું વિસ્તૃત જીવન જાણવાની ઇચ્છા રાખનારે "ગુજરાતી" પ્રેસ તરફથી પ્રગટ થયેલો "નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ" જોવો.

જે નાગરો તળાજેથી જૂનાગઢ આવી વસ્યા તેમાંથી એક ભાગ શ્રીમાંગરોળ બંદરે જઈને વસ્યો, અને તે ભેગા પર્વતદાસ મહેતા પણ ત્યાં ગયા અને જૂનાગઢમાં નરસિંહ મહેતો અને તેનો ભાઇ રહ્યા. પર્વતદાસ મહેતા જો કે શ્રીરણછોડરાયના પરમભક્ત હતા, છતાં વર્ણાશ્રમધર્મ સખત રીતે પાળતા હતા; નરસિંહ મહેતો તો નાનપણથી આખા જગતને શ્રીકૃષ્ણમય જોતા હતા; અને ભોળા શંભુ ગોપેશ્વરનાથની કૃપાથી શ્રીકૃષ્ણ અને મહારાસનું દર્શન કરી આવ્યા પછી (વિ. સં. આશરે ૧૪૮૬–૮૭) એક દિવસે માંગરોળથી પધારેલા કાકાશ્રી પર્વતદાસની સાથે શ્રીદ્વારિકાનાથની યાત્રાએ ગયા. રસ્તે જતાં તેઓ પરસ્પર શ્રીભગવાનના ગુણાનુવાદ ગાતા હતા, અને પર્વતદાસ મહેતા પોતાના ભત્રીજા નરસિંહ મહેતાને શિખામણ સાથે ઉપદેશ કરતા કે, "આપણે ઉચ્ચ કુળના નાગર બ્રાહ્મણ છીએ, અને વર્ણાશ્રમ ધર્મ શાસ્ત્રોક્ત રીતિએ યથારિથત પાળનારા છીએ, માટે લોક વેદની મર્યાદાનો ત્યાગ કરવો નહિ, અને વિધિનિષેધનો ભંગ કરવો નહિ. મેં ઘણા નાગરોને મોઢેથી સાંભળ્યું છે કે તું ઢેડવાડે જાય છે અને ત્યાં કૃષ્ણકીર્તન કરે છે; અને આહિરો ભેળો ખાય છે. કોઇની લાજ–શરમ રાખતો નથી. આવું વર્તન આપણા કુળમાં ન શોભે, માટે, ભાઇ! લોકવ્યવહાર પણ પરમાર્થ સાથે સાચવવો જોઇએ." નરસિંહ મહેતે જવાબ દીધો કે, "કાકા, તમારી શિખામણ સારી છે, પણ તે મારે માટે નકામી છે. જેને આત્માનું દર્શન થયું નથી તેને માટે લોક વેદની મર્યાદા છે, પણ જે શ્રીરાધાકૃષ્ણની પરમ ભક્તિમાં ડુબ્યો છે, અને જેને પરમાત્માનો સર્વત્ર અપરોક્ષાનુભવ થયો છે તેને તો

"વર્ણના ધર્મ ને કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો."
શ્રીરાધિકાકૃષ્ણ, ભજ સચ્ચિદાનન્દને, તેથી નથી કાંઇ ધર્મ આઘો. ૧
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં ભજન ભેદી રહો, એક ઉપાસના જઇને વળગો. ૨

જાગ ને જોગ જગન નરથી ટળ્યા, ભૂખ વેઠી શીદ વ્રત કરતો,
તીર્થની સોચના, મ્હેલ મનથી પરી, દેહ દમીને કા જજાળ કરતો. ૩
સકલ સાધનનું શ્રીહરિ નામ છે, પાર પામ્યા મોઘ સત પૂગ,
શાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા, જાન કાપી ગયા જન શૂરા ૪
મારે તો આશરો, એક હરિ નામનો, છેક આ તો હવે ક્યારે જાઇએ,
ભણે નરસૈંયો એ નામને આશરે, નામ ને મૂર્તિમા લીન રહીએ ૫

કાકા આ જગત્ સર્વ કૃષ્ણમય છે તેમા ભક્તને કશો ભેદ નથી" પર્વત-દાસે કહ્યું કે, "તારુ કહેવુ ખરુ છે, પણ એમ કરવાથી આપણા કુળને કલંક લાગશે, માટે આહાર વિહાર સાચવીને કરવા" તેઓ આ પ્રમાણે વાદ વિવાદ કરતા માર્ગમા ચાલ્યા જતા હતા ત્યારે નરસિંહ મહેતાને મનમા થયુ કે કાકા વૈષ્ણવ તો છે, પણ હજી જરા કાચા છે, માટે તેમને ભગવાન ચમત્કાર બતાવે તો કઈ સમજે એટલામા ખરો બપોર થયો અને બન્ને ભક્તોના કંઠ સૂકાયા, પાણીનો સોષ પડવા લાગ્યો, અને ક્ષુધા પીડવા લાગી ભક્તોનું દુ ખ જાણી અને નરસિંહ મહેતાની ઇચ્છા પૂરવા માટે ભગવાને માર્ગમા એક નેસડો બનાવ્યો, અને એક સુદર વાટિકામાં ગાયો સહિત આહિરનું રૂપ ધરી સખાઓ સગે ગોવાળનું કર્મ કરવા લાગ્યા માર્ગમા આ અદ્ભુત લીના જોઇને નરસિંહ મહેતાએ પર્વતદાસ કાકા સાથે ત્યા રજા લઇને વિસામો કર્યો, અને પોતે આહિર બનેના શ્રીકૃષ્ણને તુરત ઓળખી ગયા ત્યાં સ્નાન સધ્યા કરી આહિરનું જ ભોજન કરવાને નર સિંહ મહેતા બેઠા, પણ પર્વતદાસ મહેતાને જાતિ અને કુળનું અભિમાન હોવાથી તેમ કરતાં અચકાયા. નરસિંહ મહેતાએ કાકાને આગ્રહ કર્યો, અને આહિરરૂપ શ્રીકૃષ્ણે પણ આગ્રહ કર્યો કે, વૈષ્ણુવ જનમા પરસ્પર ભેદ ન હોય નરસિંહ મહેતાએ તો કાકાને જણાવ્યુ કે, "આ આહિરના રૂપમા શ્રીકૃષ્ણ જ પોતે આપણા ઉપર કૃપા કરીને પધારેલા છે, માટે નાતજાતનો ભેદ છોડી

સર્વ કૃષ્ણમય સમજી પ્રસાદ લ્યો" તેનો ઘણો આગ્રહ છતાં પણ પર્વત મહેતા જમવા બેઠા નહિ, ત્યારે નરસિંહ મહેતો આહિરરૂપ લીધેલા ભગવાનની સાથે આનંદથી પ્રસાદ લેવા લાગ્યા; તે એટલે સુધી કે આહિરના ભાણામાંથી તેનું એઠું પણ ખાઈ ગયા. (જુઓ ચિત્ર ૧ લું) આ જોઇને પર્વતદાસને



ચિત્ર ૧ લું—નરસિંહ મેહેતા આહિરરૂપ ધારણ કરેલા ભગવાનના ભાણામાંથી ખાય છે અને પર્વત મહેતા ખીજાય છે.

ઘણી ખીજ ચઢી, પણ આહિરના ઝુંપડામાં તો કશું બો'લ્યા નહિ અને કચવાતા મને ખિન્નવદને બેસી રહ્યા. તે પછી ખાઇ પરવારીને તેઓ પાછા દ્વારિકાનાથની યાત્રાએ વળ્યા. તે વખતે રસ્તામાં પર્વતદાસે નરસિંહ મહેતાને કહ્યું કે, "તારા આવા ભ્રષ્ટાચાર વિષે મારા કાને ઘણી વાતો આવી હતી, પણ તે હું માનતો નહોતો; પણ આજે મેં પ્રત્યક્ષ મારી આંખોએ જોયું તેથી મારી

ખાત્રી થઇ છે, કે તું હવે કેવળ બહેંકી ગયો છે, અને વટલ્યો છું અને મારે જ્ઞાતિજનો સમક્ષ તારી, આહિરનું ઓટચું ખાઇ વટલાયાની વાત કહેવી પડશે, તે વગર તું સુધરે તેમ નથી." નરસિંહ મહેતાએ હસતા હસતા કહ્યું કે, "મેં જેનું ઓટચું એઠું ખાધું છે તેનું તો સર્વ જગત્ ખાય છે. તમે ભગવાનને હજી ઓળખ્યા નથી. તમે પાછા વળીને જોઇ આવો કે આપણે બેઠા, જમ્યા, પ્રસાદ આરોગ્યો અને વિશ્રાંતિ લીધી ત્યાં આગળ કોણ છે ? તમારો લોટો ત્યાં રહી ગયો છે તે પણ લઈ આવો." આ ઉપરથી પર્વતદાસ પાછા ફર્યા અને જ્યાં આગળ પોતાનું પીવાનું પાત્ર રહી ગયું હતું ત્યાં જઇ જોયું તો ન મળે તે આહિર કે ન મળે તે નેસડો, કે ન મળે તે ગાયોનું ટોળું કે નહિ દેખાઈ તે લીલીછમ વાડી; પણ ધૂળમાં જ્યાં પોતે ભૂલી ગયા હતા ત્યાં માત્ર લોટો પડેલો દીઠો. આ જોઇને તેમનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં, અને નરસિંહ મહેતાને પોતાનો કેવળ લૌકિક ભત્રીજો નહિ સમજતાં મહા ભાગ્યવાન્ દૈવી પુરુષ ભક્તરાજ અને ગુરુ તરીકે ઓળખ્યા, અને પસ્તાવો કરવા લાગ્યા કે, મેં મૂર્ખાએ ભગવાનને અને તેમના ભક્તને આટલા વખત સુધી નજ ઓળખ્યા. હવે મને પાછાં શ્રીહરિનાં પ્રત્યક્ષ દર્શન કયારે થશે, એવા વિચારમાં ને વિચારમાં પોતાનો લોટો ઉપાડી નરસિંહ મહેતા પાસે આવ્યા, અને દંડવત્ પ્રણામ કરી હાથ ઝાલી પસ્તાવો કરતા બોલ્યા કે, "અસ્યા નરસિંહ, તું જ મારો ગુરુ છે. તારે મને ભગવાનનો મેળાપ કરાવવો પડશે."

ભક્તરાજ બોલ્યા કે, "આપણે દ્વારિકા જઇશું, ત્યારે ભગવાનની ઓળખ કરીશું, પણ હાલ તો કાકા, જ્ઞાતિજનો સમક્ષ ફરિયાદ કરવા માટે ગાઓ કે,

"વટલ્યોરે નાગર નરસૈંયો, ઓટચું આહિરનું ખાધુંરે;<br>
"ને અવર રસ સહુ ઢોળી દીધા, અમૃત કચોળું લાધુંરે,<br>
"નીત ઉઠી સુંદર શામળીઓ, વૃંદાવનમાં ગૌ ચરાવા જાયેરે;<br>
"નરસૈંયાને માંહે બેસાડી, આહિરડામાંહી ખાયેરે."

કાકા ચેતી ગયા કે નરસિંહે ટાણો માર્યો છે, પણ પોતાની ભુલ એટલે કંઇ બોલ્યા નહિ; પણ તેનાં વચન પ્રમાણે આગળ વધ્યા. આ પછી તેઓ થોડે દહાડે દ્વારિકા જઇ પુગ્યા, અને ગોમતી સ્નાન કરી ભગવાન્ રણછોડરાયનાં દર્શન કરી પાવન થયા; પણ પર્વતદાસ મહેતાએ નરસિંહ મહેતાને આગ્રહપૂર્વક કહ્યું કે, તું મને બોલતા ચાલતા ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરાવ. આ ઉપરથી નરસિંહ મહેતાએ ભગવાનની સ્તુતિ કરી તેની મનઃકામના પૂરી કરવાની માંગણી કરી. ભગવાને કહ્યું કે, "તારી સંગતિથી તારા કાકાનો ઉદ્ધાર થયો છે. પણ હજી જગત્ વિષે તીવ્ર વૈરાગ્યભાવ અને મારા વિષે એકાત્મ અભેદ ભાવ થયો નથી, માટે હજી એણે તપ તપવું જોઇએ, તેથી તું એને માર્ગ દેખાડ. હું એના ઉપર તારા વચનની ખાતર જરૂર કૃપા કરીશ. તું તો મારો આત્મા છે. તું કરશે તે થશે. તારા કાકાને સ્વપ્નમાં હું બેવાર પ્રેમથી દર્શન આપીશ, અને એક વખત તેની સાથે પ્રીતેથી બોલીશ. તેઓ મારા વિષે દૃઢ ભક્તિમાં પ્રેરાશે એટલે અમે તેને ઘેર સ્વયં પધારીશું." નરસિંહ મહેતાએ તે ઉપરથી કાકા પર્વત મહેતાને, પ્રતિવર્ષ હાથમાં લીલાં તુલસીનો કયારો વાવી તેની માળા બનાવી ભગવાનને ચઢાવવા માટે દ્વારિકા આવવાની પ્રતિજ્ઞા લેવડાવી; અને કહ્યું કે ભગવાન્ તમારે ત્યાં પધારશે ત્યારે મંગળ ઓચ્છવ વખતે અમે પણ ભક્ત મંડળી સાથે કીર્તન કરવા આવીશું. ( જુઓ મુખ પૃષ્ઠનું ચિત્ર)

પર્વત મહેતો શ્રીદ્વારિકાધીશનું દર્શન કરી આનંદમાં ડુબી ગયો. વળી નરસિંહ મહેતાના કહેવાથી તેણે, કલિયુગને વિશે મનુષ્યોએ કરવાને કઠિન એવો એક નિશ્ચય, ભક્તરાજ બોડાણાનો દાખલો લઈ, પરમ આસ્થાપૂર્વક કર્યો કે, "હાથને વિષે તુલસી રોપીને તેને માંજર થાય એટલે તે લઇને મારે દ્વારિકા પ્રતિવર્ષ જવું[૮] અને તેની માળા શ્રીદ્વારિકાધીશને પ્રેમપૂર્વક સમર્પણ

૮ પર્વત મહેતો પ્રતિવર્ષ દ્વારિકા કેટલીવાર તુલસી ચઢાવવા જતા તે વિષે ચરિત્રકારોમાં મતભેદ છે. વંશજ ત્રિકમદાસ, પર્વત મેહેતો વરસમાં બે વાર દ્વારિકા જતા એવું જણાવે છે; વિશ્વનાથ જાની, વરસમાં બાર વાર જતા, એટલે

કરવી અને તુલસી પત્ર વડે જ ભક્તિથી પૂજા કરી ભગવાન્ શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા. એ પ્રમાણે જ્યાં સુધી ભગવાન્ પ્રસન્ન થાય ત્યાં લગી એ વ્રત મારે કરવું." પર્વતદાસ મહેતાએ તે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી, અને જમણા હાથમાં ભક્ત બોડાણાની માફક તુલસી રોપી પ્રતિવર્ષ દ્વારિકા જઇને ચઢાવે, અને બીજા હાથેજ સર્વ કાર્ય કરે. તેમને નરબત અને સુરજી આદિ પુત્ર પૌત્રો હતા, તેઓ ગૃહસંસાર ચલાવતા પણ પોતે તો ભગવાનમાં ધ્યાન રાખતા.

આટલી પર્વત મહેતાના પૂર્વાશ્રમની હકીકત છે, અને તે પછીનો ઇતિહાસ તેમના એક વંશજ વૈષ્ણવરાજ ત્રિકમદાસે **"પર્વત પચ્ચીસી"** નામના એક કાવ્યમાં આપેલો છે, એટલા માટે તેમની જ વિમળ વાણીનો પ્રસાદ અત્રે આપીએ છીએ.

ઇતિશ્રી ગુર્જર ભક્ત ચરિતામૃતે પર્વત મહેતાના આખ્યાન વિષે સત્સંગ પ્રતાપ અને પર્વત મહેતાને શ્રીરાજાધિરાજ દ્વારિકાના રણછોડરાયની દૃઢ ભક્તિની પ્રાપ્તિ એ નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.



---

પ્રતિમાસ જતા એવું જણાવે છે. સર્વ વાતનો સાર એ છે કે પર્વત મહેતાના તુલસી ચઢાવવાના તપકાર્યમાં તેની એક હાથની હથેલી કેવળ પ્રભુ માટે રોકાયલી રહેતી; અને આ તેના તપથી ભગવાન્ પ્રસન્ન થયા હતા.

# અધ્યાય ૨ જો

## પર્વત પચ્ચીસી અને પર્વત વંશ

ભક્તરાજ નરસિંહ મહેતા અને પર્વતદાસના કુળની વંશાવળી નીચે દર્શાવ્યા પ્રમાણે અમને પ્રાપ્ત થઇ છે. મૂળ પુરુષ પુરુષોત્તમદાસને બે પુત્રોઃ— મોટો કૃષ્ણદાસ અને નાનો પર્વતદાસ.

કૃષ્ણદાસને ત્રણ પુત્રો, તેમાં સૌથી નાનેરો ભક્ત નરસિંહ મહેતો.

(૧)

મૂળ પુરુષ **પુરુષોત્તમદાસ**, અવટંક **પંડ્યા**, તળાજાના રહેવાસી.

(મોટો પુત્ર) કૃષ્ણદાસ (જન્મ આશરે વિ. સં. ૧૪૨૮–૩૦)

- જીવણરામ ઉર્ફે મંગળજી. નિર્વંશ.
- નરભેરામ. નિર્વંશ.
- નરસિંહ મહેતો. (જન્મ વિ. સં. ૧૪૬૯) (પરણ્યા માણેક મહેતીને)
  - શામળદાસ (પરણ્યા વડનગરના દિવાન મદન મહેતાની અને બચીબાઇની પુત્રી કમળાબાઇ ઉર્ફે સુરસેના સાથે. આ વડનગર ગુજરાતનું નહિ સમજવું. પણ નાગરોને જુનાગઢના રાજ્ય તરફથી મળેલાં બાર ગામોમાંનું એક છે. આજે એ વડનગર નષ્ટ થયું છે.) નિર્વંશ.
  - કુંવરબાઇ. (પરણી ઉનાના શ્રીરંગ મહેતા અથવા ઓઝાના પુત્ર વછરાજ સાથે.)
    - (એનો વંશ ચાલેલો કહેવાય છે. એક રેવાશંકર ઉર્ફે નાથા (મહેતા) ઓઝા કરીને ગૃહસ્થ થોડાં વર્ષપર જીવતો હતો. વિ. સં. ૧૯૭૦–૭૫ માં. એનું ઘર ગણેશ ફળીઆમાં હતું. હાલમાં સાંભળ્યા પ્રમાણે તેનો રામપ્રસાદ નામનો પુત્ર હૈયાત છે, અને તે અંગ્રેજી નિશાળમાં માસ્તરની નોકરી કરે છે.)

(૧૩) રઘુનાથરાય. (સં. ૧૮૫૩–૧૯૩૪. કવિ)
(બેટ બાવની વ્રજભાષામાં રચી છે.)

(૧૪) દુલેરાય.

(૧૫) જયસુખરાય મજમુદાર* (કવિ છે. વાનપ્રસ્થ જીવન ભોગવે છે.)

(૧૬) વિનોદરાય. (અમરેલીમાં વકીલાત કરે છે.)

(૧૭) નયનસુખરાય. ( ,, )

---

(૩)

પર્વતદાસના બીજા પુત્રનું નામ સુરજી હતું. તેનો વંશ વેલો નીચે પ્રમાણે ચાલેલો છે:–

પુરૂષોત્તમદાસ
૧ પર્વતદાસ
૨ સુરજી (બીજો પુત્ર)
૩ નીલકંઠ
૪ શામળજી
૫ ગદાધર

(૪)

પર્વત મહેતાથી પાંચમા શ્રીકંઠની વંશવૃદ્ધિ નીચે પ્રમાણે છે:–

૫ શ્રીકંઠ
૬ સારંગધર (કવિ; બીજો પુત્ર)
૭ શ્રીરાય
૮ વૃંદાવન
૯ જીભાઈ
૧૦ કાનજી

---

* પર્વત મહેતાના ૧૫ મા વંશજ રા. જયસુખરાયે, માંગરોલના વૈષ્ણવ-શાસ્ત્રી કાશીરામને, પર્વત પચ્ચીશી ઉપરથી સંસ્કૃતમાં રચેલું તેનું પર્વતાખ્યાન નામનું પુસ્તક છપાવી આપેલું છે.

૬ રઘુનાથ
|
૭ વેણીલાલ ઉર્ફે ગોવર્ધન
|
૮ શામળજી
|
૯ સાકરલાલ
|
૧૦ દુર્લભજી
|
૧૧ નારણજી
|
૧૨ કૃપાશંકર
|
૧૩ *છેલશંકર
|
૧૪ ધૈર્યશંકર

૧૧ ગુલાબરાય
|
૧૨ વણારસીદાસ
|
૧૩ વ્રજદાસ
|
૧૪ *કલ્યાણરાય
|
૧૫ જયતિલાલ

નોંધ–*રા. છેલશંકર અને રા. કલ્યાણરાય હાલમાં નૃસિંહ મેતાજીના સેવક મંડળમાં જુનાગઢમાં કામ કરે છે.

---

પર્વત પચ્ચીસીકાર ત્રિકમદાસના પિતા ભવાનીદાસ સં. ૧૮૦૨ માં પ્રભુશરણ થયા પછી વયમાં આવતાં ત્રિકમદાસને તે સમયના ગાયકવાડ શ્રીમંત મોટા ફત્તેહસિંહરાવ મહારાજા સાહેબે સારો આશ્રય આપ્યો હતો. તેમના મોટાભાઇ તાપીદાસ પછી તેમનો કારભાર ગાયકવાડ સરકારને પસંદ પડ્યો હતો. તેઓ ફારસી, સંસ્કૃત, વ્રજભાષા અને ગુજરાતી ભાષાના ઉંચા વિદ્વાન હતા. શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિના રંગથી રંગાયલા હતા. તેમને નરસિંહ મહેતાનાં પદો, અષ્ટસખાનાં પદો વગેરે ઘણાં મોંઢે હતાં અને પોતે પણ સારા કવિ હતા. તેમણે ફારસી અને વ્રજભાષામાં "શ્રીરૂક્મિણિ વ્યાહ," નામનો કાવ્ય ગ્રન્થ રચ્યો છે; જેમાં આરંભમાં ગ્રન્થ રચવાના કારણમાં પોતે જણાવે છે કેઃ–

जघां हिन्दी जुत फारसी, सुनि रामायन चंद।
दिलमय दारद आरजू, बंद सुना प्रबंध ॥

મતલબ કે "ફારસી અને હિન્દીભાષા મળીને ચંદ કવિની રચેલ રામાયણ સાંભળી મારા મનમાં એવી ઇચ્છા થઈ કે હું પણ તેવો પ્રબંધ બાંધું." તેઓ રાજકાજમાં પરોવાયલા હોવાથી અનેક પ્રલોભન હોવા છતાં કદી પણ અનીતિને માર્ગે ચાલ્યા નથી, તેથી ગાયકવાડ સરકારની તેમના ઉપર ઘણી કૃપા હતી. તેમણે પર્વત પચ્ચીસી લખવા માંડી ત્યારે એક ચમત્કાર થયો કહેવાય છે. ૮ પદો રચ્યા પછી ૯ મું પદ રચતી વખતે દીવના સલાટનું નામ તેમને કેમે કર્યું યાદ આવે નહિ, તેથી તેમણે કલ્પિત નામ લખવાની ઇચ્છા કરી, પણ લખ્યું નહિ. એટલા વિચારમાં ને વિચારમાં નિદ્રા આવી ગઈ અને તેમાં તેમને એક મધુરપ્રિય સ્વર ત્રણવાર સંભળાયો કે "વાસુદેવ, વાસુદેવ, વાસુદેવ," આ નામ સાંભળતાં પોતે ઉઠયા ને "દીવને વાસ વસે એક વૈષ્ણવ વાસુદેવ વિખ્યાત રે" એ કડી જોડી કાઢી. એ રીતે શ્રીરણછોડરાય પ્રભુ તેમને સહાય કરતા અને પરચો દેતા. શ્રી ત્રિકમદાસ મહાબુદ્ધિમાન, મર્દ, ધીરવીર, મુત્સદ્દી અને શૂરા હતા. તેમણે ગાયકવાડ સરકાર તરફથી ઘણી લડાઇઓ લડી હતી. તેઓ સંવત ૧૮૫૫ માં શ્રીપુણ્યક્ષેત્ર ડાકોરમાં રણછોડરાયનાં સ્વરૂપનાં દર્શન કરી, ચરણ સ્પર્શ કરી,' 'કર્મ જોગે જ્યાં જ્યાં ફરું જાદવા, ત્યાં તમારી મને ભક્તિ દેજો" એ મનોહર પદ ગાઈ, ઉતારે આવી, દેહ છોડી પરમપદને પામ્યા. તેમનું રચેલું રણછોડજીનું કાવ્ય અમે સં. ૧૯૮૪ ના 'ગુજરાતી' પ્રેસના કાર્તિકી પંચાંગમાં બોડાણાના આખ્યાન સાથે છાપ્યું છે. ત્રિકમદાસને સાત દીકરા અને એક દીકરી હતાં; તેઓ સૌ પરાક્રમી અને આપકર્મી હતાં, અને બાપના જેવાંજ નસીબદાર હતાં. તેમના સાતમા પુત્ર રેવાશંકરને પોતાના પિતાના વારસામાં કવિત્વ શક્તિ અને વૈષ્ણવી ભક્તિ મળ્યાં હતાં. ત્રિકમદાસ અને અમરજી દિવાન તથા

રેવાશંકર અને રણછોડજી દિવાન સમકાલીન હતા. કોઈએ પણ એવું ગાયું નથી કે પરમેશ્વરે તેની સર્વ આશા પુરી હોય, પણ ભક્તરાજ ત્રિકમદાસે પોતાનાં પદોને છેડે લખ્યું છે કે "ત્રિકમદાસની આશા પુરી, પરબતને નાથે" વગેરે. આ ઉપરથી એમ સમજાય છે કે તેઓ સંતોષી અને સર્વ પ્રકારે સુખી હતા. નરસિંહ મહેતા સંબંધમાં તેમને એટલી બધી તીવ્ર લાગણી હતી કે ભગવાને તેમને સ્વપ્નમાં દર્શન આપ્યું હતું, અને તેમની આજ્ઞા પ્રમાણે નરસિંહ મહેતાના નિવાસ સ્થળની શોધ કરી નરસિંહ મહેતાના ચોરાને પ્રસિદ્ધિમાં પ્રથમ લાવનાર અને નરસિંહ મેહેતાની મૂર્તિ તથા માંગરોળથી રણછોડરાયજીનું સ્વરૂપ જુનાગઢમાં પધરાવનાર ત્રિકમદાસ મહેતા જ હતા. વિ. સં. ૧૮૪૮ માં તેમણે "શ્રીડાકોરલીલા" નામનું એક કાવ્ય લખ્યું છે, જે હજી સુધી પ્રસિદ્ધિમાં આવ્યું નથી. તેમની રચેલી "પર્વત પચ્ચીસી" આ ચાલુ પર્વતાખ્યાનના એક પ્રકરણ તરીકે અમે અત્ર આપીએ છીએ.

# પર્વત પચ્ચીશી

## મંગળ સ્તુતિ

### રાગ આશાવરી, તાલ ત્રેતાલ.

નમો નમો શ્રી જે શ્રીરણછોડ, લીલાસાગર પૂરણ કોડ;
નમો નમો શ્રીદ્વારકા ઇશ, ભુવન ચતુર્દશ નામે શીશ. ૧
નમો નમો સર્વ અંતરજામ, નમો નમો સર્વ વેદવિશ્રામ;
નમો આનંદનિધિ કરણ, ત્રિકમદાસ તમારે શરણ. ૨

### પદ ૧ લું, રાગ આશાવરી, તાલ ત્રેતાલ.

જય રણછોડ જદુકુળ ભાણ, લીલા સાગર કૃપા નિધાન;
મહિમા મંડળ જ્યોત પ્રકાશ, અધર્મ તિમિર તતક્ષણ નાશ. ૧

કિરણ પ્રતાપ ચહુદશ વ્યાપ, શર્ણાગતના શોષણ તાપ;
અનેક બિરુદ તમારા હરિ, ભક્ત વત્સલ તે સર્વોપરિ. ૨
ધ્રુવ પ્રહલાદ આદ્ય જે ભક્ત, ઉજ્વળ અચલ પ્રેમ આસક્ત;
ભક્તવડે ભક્તિનો પથ, સ્વચ્છ રહે એમ ગાયે ગ્રંથ. ૩
જુની થઈ જાણી જે વાત, મન વિચારે વૈકુંઠનાથ;
કુડાં કળિયુગ કેરા લોક, પુરવ કથા પતિજે કોક. ૪
તે જનનું કરવા કલ્યાણ, ઉભય ભક્તને અવિચળ દાન;
જીરણગઢ મંગળપુર વાસ, નરસૈ નાગર પરબતદાસ. ૫
એકનાં કારજ આપ્યાં કરી, એકને ઘેર પધાર્યા હરિ;
એ વડિયેં કળિયુગનાં જન, પથે ચઢી થયા પાવન. ૬
ભક્તિ માર્ગ નિષ્કંટક થયો, તે દિનથી ગંગાજળ વહ્યો;
નવ જોશો હરિ મારાં કર્મ, ત્રીકમદાસ તમારે શર્ણ. ૭

## પદ ૨ જું, રાગ આશાવરી, તાલ ત્રેતાલ.

ભૂતળ ભક્તિ પદારથ મોટો, સમોવડ સાધન અન્ય ન હોય;
ભક્તતણે વશ એ વિશ્વંભર, માનવ મન વિમાસી જોય. ૧
નરસૈ માટે નાગર ઉપર, હરિને હેત ઘણેરૂં રે;
જદ્યપિ ધર્મ કર્મ નથી કાંઈ, કારણ કરૂણા કેરૂં રે. ૨
પરબતને અંકોર પ્રેમનો, આદિ થકી પણ અંતર માહે;
મેહેતાજીસું મળણ ઘણેરૂં, ઉદે હવો તે સંગ પમાય. ૩
સત સંગતથી સદ્બુદ્ધિ આવી, શામળિયાસું વાધ્યો સ્નેહ;
સત્ય પદારથ સેવા સમરણ, અસત્ય પદારથ દીઠો દેહ. ૪
ત્રીકમનુ આરાધન કરવા, તતપર દાસ થયા તેણીવાર;
સુત પરિવાર સદન વિસારી, ધાર્યો નામ તણો આધાર. ૫

**પદ ૩ જું, રાગ આશાવરી, તાલ ત્રેતાલ.**

પરબતે પ્રતિજ્ઞા લીધી, પ્રાણ વસે જ્યાં સુધી દેહ;
દ્વારકા નાથ નિરંતર નિરખું, છબિલોજી નહિ આપે છેહ. ૧
દક્ષિણ કર તુળસીનો ક્યારો, વામ કરે કરે સહુ કર્મ;
શીત ઉષ્ણ વર્ષા સમતોલે, પોતાનો પાળે કુળધર્મ. ૨
ઉદક તણી મન આશ ન રાખે, અપવાસે નવ થાય અચેત;
કાચું કોરૂં મળે જ્યારે, પામે પોષે સંત સહેત. ૩
ધન હિણો ધંધો નવ જાણે, લુખું બોલે ઘરનાં લોક;
સુનો થઈ સંસાર ચલાવ, કે'તલ સાંભળતલ જ્યમ કોક. ૪
**એક વરસમાં ઉભય વારકી, દ્વારામતિ આવે ને જાય;**
પુરે પ્રેમે પૂજે પ્રભુને, નીરમળ નીર ગોમતી નાહે. ૫
ન્મરસઠ વરસ ગયાં એણી રીતે, જરજર થયું જરાએ અંગ;
ઇંદ્રિ નિરબળ દુર્બળ દેહિ, ચિતનો ચટકો ચડતે રંગ. ૬
સંઘતણો સંઘાથ જોઈને, હરિ દર્શનની કીધી હામ;
**પુત્ર કળત્ર સહોદર સઘળું,** મળ્યું વારવા આખું ગામ. ૭
આંકરશી ઊજાઇ ચાલ્યા, સંઘતણો સંઘાથ લઈ;
ત્રણ ગાઉ ત્રિ પહોરે પોહોચ્યા, સાંઝે સુતા શિથિળ થઈ. ૮
*આજક આગળ એક મઢીની, વાવ્ય વડી વિખ્યાત રે;
સીતા સુંદરડી નામજ જેનું, જગત વિષે પ્રખ્યાતરે. ૯
અડવડતા આખડતા ચાલ્યા, પગે પડ્યા બહુ છાલારે;
શિથિલ ગાત્ર શ્રમિત થઇ પડિયા, સત્ય દ્વારિકાવાળારે. ૧૦
પરથારે પડી રહ્યા પરબત, જામ જુગલ રહી રાતરે;
ચિત્ત આતુર છે ચરણ કમળમાં, હ્રદય વિષે રળિયાતરે. ૧૧

---

* આજક નામનું એક ગામડું માંગરોળથી માધવપુર જતાં રસ્તામાં છ ગાઉ દૂર આવે છે. બાજુમાં મેખડી.

સદા સ્વભાવ સુકોમળ જેનો, તે કયમ સહેશે દાસનાં દુઃખ,
તત્ક્ષણ ત્રિકમ ત્યાંજ પધાર્યા, પરખન દાસને દેવા સુખ. ૧૨
(જુઓ ચિત્ર ૩ જું)



ચિત્ર ૩ જું–પર્વત મહેતા મઢી વાવની પરથારે સુતા છે અને દ્વારિકાનાથ સ્વપ્નમા રાતે દર્શન આપે છે.

## પદ ૪ થું, રાગ બિલાવલ, તાલ ધમાર.

સૈનયકી શામળિયો ઉઠયા, કમળા કહે "આજ કોને રૂઠયા?"
પૂછે પદ્મા પાલવ તાણી, "ક્યાં છે ગરૂડ?" વદે હરિ વાણી. ૧
રોકી વાટ રમા રહી આડી, બોલ્યા નાથ ગ્રીવા કરી ધાડી;
"મંગળપુરમાં પરબત મારો, ચાલી ન સકે ચરણે બિચારો. ૨
તુળસી કયારો કરમાં વાવી, સેવા કરતો ઈહાં લગી આવી;
માળા તિલક મનોહર બાનો, નાગર તે નથી તમથકી છાનો. ૩
ભક્તવત્સલ બિરદ કેમ ટાળું, પટ મુકો જઈ પાછો વાળું;"
આંખ્ય જોઈ અળગી રહી નારી, ગરૂડારૂઢ થયા ગિરિધારી. ૪
પંથ કરી પુરૂષોત્તમ પોહોત્યા, નિજ સેવક નિદ્રા વશ હુતા;
એવા દયાળ શ્રીદ્વારકારાય, ભજો ત્રીકમ જેમ ભવભય જાય. ૫

## પદ ૫ મું, રાગ કાલેરો, તાલ ત્રેતાલ.

શ્રીપતિ સ્વપ્નાંતરમાં બોલ્યા, વાવ વિષે વૈષ્ણવને સંગ;
"પ્રસન્ન થયો હું તારે પ્રેમે, રાચ્યો રૂદયા કેરે રંગ. ૧
વૃદ્ધ થયો પાછો વળ પરબત, શાને શ્રમ પમાડે પંડ;
માસ એકમાં મંદિર પધારીશ, નાગર પ્રગટ કરૂં નવ ખંડ. ૨
ગોમતિ સરિતા સાથે લાવું, સ્નાન કરવા સાયંપ્રાત;
**પરબત આજ થકી મેં આપ્યું, 'વૈષ્ણવ'પદ તુજને સાક્ષાત".*** ૩
જાગી જોયે તીહાં કાંઈ ન દેખે, એ શોણું કે સાચું રે।
ક્ષણમાં હૃદય ખરૂં કરી રાખે, ક્ષણમાં થાયે કાચું રે। ૪
"વેદ શાસ્ત્ર સ્મૃતિ એમ બોલે, અસત્ય ન હોય તમારી વાણ;
પામર જીવ પરતીત ન આણે, માટે કરો મયા કરીને એંધાણ." ૫

---

* મહેતા કે પંડ્યા મટી વૈષ્ણવ થયા.

"દીવ થકી એક દિવસ આકમાં, ભેટ લાવશે તારી પાસ;
સુંદર સિંહાસન," એમ બોલ્યા, અંતર ધ્યાન રહી અવિનાશ. ૬
ગદગદ કંઠ બેઉ કરજોડી, રોમાંચિત મન મોદ ન માયે;
કાલી ઘેલી સ્તુતિ કરીને, પરવ્રત નમ્યા પ્રભુને પાયે. ૭
કીરતન કરતાં રજની વીતી, ભૂલી ગયા દેહનું ભાન;
સૂર ઉગતાં સ્નાન કરિને, હૃદયે ધર્યું ત્રીકમનું ધ્યાન. ૮

## પદ ૬ ઠું, રાગ રામગ્રી, તાલ દ્વિપચંદી ધમાર.

રૂકમણિ મન ચિંતા કરે, "પતિ અટળક મારો;
શ્યો વર આપી આવશે, કરી વેણુ પસારો। ૧
તાંદુલ સાટે લઈ ગયો, લખ્યા લેખ વિધાતિ;
કર ન ગ્રહત જો કંથનો, મારી શી ગત થાતી।" ૨
દાસી કહે કમળા પ્રત્યે, "તમે કાં ન વાર્યા?
પાલવ મેલ્યો મોકળો, ત્યારે પ્રભુજી પધાર્યા।" ૩
"અદ્ભુત પ્રકૃતિ એહની, જોડે કોઇ ન માડે;
ભક્તની વા'રે વા'રતાં, હુને હાથથી છાંડે." ૪
ત્યાં પંખા સુણી સુપર્ણની પ્રાણજીવન દીઠા;
પ્રેમેશું લાગ્યાં પુછવા મુખ બોલડા મીઠા. ૫
"પરવ્રત સદન પધારવું સાથે આવશો સ્વામી?"
"ચરણ તજું કેમ નાથનાં?" એમ ઓચર્યાં રામા. ૬
ત્રીકમ તમ કરૂણાવિના, એ ફૂળ અવતાર;
પ્રાપ્ત ક્યાં થકી દાસને, પર્વત પરિવાર। ૭

## પદ ૭ મું, રાગ ભેરવ, તાલ આડ ત્રેતાલ.

વળિયા પરબત આવ્યા ફળિયે, હસવા લાગ્યા સઘળા લોક;
"માંડ માંડ ઉફાંડ કરે છે, શાને કાજે ફજેતી ફોક?" ૧

મોટા મોટા મળવા મસે, સન્મુખ આવી ઉભાં બાળ;
"પૂજા કરીને તરત પધાર્યા, લાવો તિલક પ્રસાદી માળ." ૨
"તે સાચું જે તમે વિચાર્યું, અંગ તમારું અતિશે વૃદ્ધ;"
પરગત કહે, "પ્રભુ આંહી આવશે, મુજને આપ્યું સ્વમપ્રસિદ્ધ." ૩
મનમેલાં નિર્મળ મુખ બોલે, "પુરવાસિનાં પુણ્ય અપાર!
ગોમતી નહાશું કૃતકૃત થાશું! દરશન દેશે દેવ મુરાર!" ૪
પોતે પોતાને મંદિર આવ્યા, કરે પરસ્પર વાત હશી;
આળ પંપાળ બકે જે પરગત, કહો ભાઈઓ કેને સત્યવસી? ૫
પૂજા કરી પ્રસાદ લેઇને, પરગત સુતા પલંગ જઇ;
ત્રીકમદાસ સુરત શ્રીપતને, ચરણે લાગું સુદ્રઢ થઇ. ૬

## પદ ૮ મું, રાગ ભેરવ, તાલ-ત્રેતાલ.

હાટડીએ* બેઠા ગપ હાંકે, "રેઢો નથી કાંઇ રણછોડરાય:
છપન ભોગ તજીને ત્યાંના, પરગત ન્યાં શું ખાઇ કાં ખાયે? ૧
વિપ્રતણે વશ એ વિશ્વંભર, કહો ભાયો કેમ આવે રે?
જોતાં દૂર દ્વારિકા નગરી, સરિતા શી પેર લાવે રે! ૨
ઘરમાં ઠામ નથી રહેવાને, આંગણિયું અગાધું રે;
સાડી ઉપર આડ ગર્યાં, તે ચિન ચજાવું પાસું રે." ૩
પરદે પરગત સર્વે સાંભળે, નરસું બોલે નાગર સાથ;
ત્રીકમરાય ત્રીભુવન તારણ, દાસની લાજ તમારે હાથ. ૪

## પદ ૯ મું, રાગ બિલાવલ, તાલ-ત્રેતાલ.

ઉત્તમ કથા હરિજન કેરી, તે સાંભળતાં શુદ્ધ થઇએ રે;
જો સંચિત હોય પૂર્વ જન્મનાં, તો સદા સમીપે રહીએ રે.

---

* આ હાટડી, લાલજી મંદિરને નાકે મખ્યાત જગ્યા હોવા સંભવ છે. નાગર બાલકૃષ્ણાને નાકે.

દીવને વાસ વસે એક વૈષ્ણવ, વાસુદેવ* વિખ્યાત રે;
છાપાં તિલક તુલસી હરિસેવા, ગજધર† કેરી જ્ઞાન રે. ૨
કરે કસબ કુટીલતા મેલી, અધર્મનું ધન હાથ ન સાહે;
જથા લાભ સંતોષે વરતે, સાધુને ખવરાવી ખાયે. ૩
એક પાષાણનું સિંહાસન, શોભા સીમા કેરી રે;
દશ અવતાર દ્વારકા લીલા, ચિતરીઉ ચહુ ફેરી રે. ૪
પંદર માસે થયું પરિપૂરણ, પુરે પ્રેમે ઘડિયું રે;
તુચ્છ પદારથ છે તે આગળ, કંચન મણિયે જડિયું રે. ૫
વણિક એક હંકારે હોડી, લવિંગ ભરી લઈ જાવા બેટ;
સિંહાસન લઈ તેમાં બેઠા, પ્રભુજીને કરવા ભેટ. ૬
પુનરપિ શ્રમ કરી સ્વપ્નામાં, બોલ્યા નાથ ધરી મન મેહેર;
“સિંહાસન લઇ જાઓ સેવક, મંગળપુર પરબતને ઘેર. ૭
થોડા દિવસ ત્યાં સ્થિર થઇ રહેજો, ગોમતિ સહિત પધારીશ ત્યાંહિ;”
જાગ્યા જન આશ્ચર્ય મન પામ્યા, શું દીઠું મેં સ્વપ્ન માંહિ. ૮
પૂછતાં સહુકો એમ બોલ્યા, સ્વપ્નતણી નોહે સાચી વાત;
પેહેલે પંથ હંકારી હોડી, રંચ રહી હવે પાછલી રાત. ૯
વાયુ વાય અચાનક અવળો, જુવાળા ઉડયા જળમાં રે;
નાંગર તોડી નાવડી પોહોંચી, મંગળપુરમાં એક પળમાં રે. ૧૦

---

* ભક્તોને મુખે અને ગ્રન્થાંતરે એવી વાત સંભળાય છે કે દિવબંદર નિવાસી સલાટ વાસુદેવનો પુત્ર અત્યંત વ્યાધિગ્રસ્ત થયો હતો, ત્યારે તેણે દ્વારિકાધીશ રણછોડરાય નિમિત્તે માનતા માની હતી કે, જો પુત્ર વ્યાધિ મુક્ત થાય તો એક સુંદર સિંહાસન ઘડી શ્રીદ્વારિકાપતિને અર્પણ કરીશ. આ સૂત્રધારનો પુત્ર નિરોગી થયો અને જ્યારે તેણે સુંદર સિંહાસન ઘડી દ્વારિકા જવા માંડયું, ત્યારે ભગવાને તેને માંગરોળ ઉતરી તે સિંહાસન પર્વતદાસ મહેતાને આપવાનું સ્વપ્નાંતરે કહ્યું. શ્રીકમહાસે આ હકીકત વર્ણવી નથી. † ગજધર એટલે સલાટ; કડીઓ; સુતાર; ત્રણે અર્થ થાય છે. પણ અત્ર માત્ર સલાટ અર્થ લેવો.

ઉગ્યો સૂર દૂરથકી દીઠી, માલમે ઓળખી બેડી રે;
વાસુદેવ વૈષ્ણવને પ્રણમી, બંદરે આવી બેડી રે. ૧૫
(જુઓ ચિત્ર ૪ થું)



ચિત્ર ૪ થું–વાસુદેવ સલાટ માંગરોળ બંદરે
સિંહાસન ઉતારે છે.

હરખ ભરાણા ભક્ત ઉભરાણા, સાથે સંત વલ્લા દશવીશ;
ત્રીકમની ગત ત્રીકમ જાણે, સ્તુતિ કરી સમરે જગદીશ. ૧૨

### પદ ૧૦ મું, રાગ બિલાવલ, તાલ ધમાર.

"પરભત વૈષ્ણવ કયાં વસે?" જણ જણ પ્રત્યે પૂછે;
માનવ કો માને નહિ, તેનું કારણ શું છે? ૧
ચાલી આવ્યા ચોવટે, એક એકને કામે;
ઉત્તર કોઈ આપે નહિ, વૈષ્ણવને નામે. ૨
"પૂછો પરભત છે સહી, જાઓ નાગરવાડે;"
હરિજન બેઠા હાટડી, મળી નાત અખાડે. ૩
કોઈ કેને નવ ઓળખે, સ્વમાની સગાઈ;
દોડી આવ્યા બરોઢિયે,* ભેટયા બે ભાઈ. ૪
આંખડિયે અમૃત ઠર્યાં, શિતળ થઇ છાતી;
વળી વળી ભુજ બળ ભીડતાં, નેહ નાના ભાતિ. ૫
એક એકને ચરણે નમ્યા, ચિત્ત સરખા સરખે;
ઝાલી હાથને ચાલિયા, હૈડામાં હરખે. ૬
વિનય કરી વાસુદેવ કહે, "હુને હલધર વિરે;
સિંહાસન લેઇ મોકલ્યો, નાવ નાંગર્યું તીરે." ૭
મેહેતો મુરછીંગત થયા, હર્ષ આંસુ અધલાં;
કૌતક દેખી કારમું, ધાઇ આવ્યાં સઘળાં. ૮
તે સમે ત્રીકમ આવિયા, દાસના દિલ માંહે;
ધીરજ આપી ઉઠીઆ, આવ્યા હાટડિ જ્યાંહે. ૯

---

* બરોઢિયો-નામની નાગર બ્રાહ્મણોની નિત્ય બેસવાની જગ્યા. માંગરોળના કોટના ઉત્તર તરફના દરવાજાથી બહારની સડક ઉપર પૂર્વ તરફ ચાલતાં, મોચીઓના મકાન પછીનો ગોવિંદખાડી ઉપરનો ભાગ.

## પદ ૧૧ મું, રાગ બિલાવલ, તાલ ધમાર

નાગર નમી નમી આપણા અપરાધ ક્ષમાવે;
સિંહાસન પધરાવવા શણગારીને આવે. ૧
ઘર ઘર ગઇ છે વધામણી, શોણું થયું સાચું;
પરબત પૂરણ ભક્ત છે, માનવ મન કાચું. ૨
ઢોલ દદામા દુંદભી, ઝાંઝ ઝાલરી વાજે;
તાલ પખવાજ તાળિયો, ઘોર સ્વરે ગાજે. ૩
ઘેલું ગામ ટોળે વળ્યું, બંદરને બારે;
આ જોતાં એમ જાણજો, પરિગ્રહ પધારે. ૪
વાજતે ગાજતે લાવિયા, સિંહાસન ઘરમાં;
પરબત વસુદેવ જોડલું, ચીધિ નારિ નરમાં. ૫
તેજ સમે મંદિરતણું,* મહામુરત લીધું;
કડીયે હિત ચિતમાં ધરી, પરિપૂરણ કીધું. ૬
**પરબતે પૂરણ પ્રેમશું, પુરૂષાતન છાંડી;**
**ભામિનીભાવે ત્રીકમા, સ્તુતિ કરવા માંડી.†** ૭

---

* મંદિર=આ ગોમતી વાવ નજીક પૂર્વબાજુ રબારી વાડામાં રાજમહેલનાં અમલદાર હરદાસ માંડણનું મકાન તેજ.

† પોતાના આરાધ્ય ઇષ્ટદેવ પ્રત્યે દરેક જનની જૂદી જૂદી માન્યતાઓ હોય છે. તેમાં વૈષ્ણવોની ખાસ કરીને સર્વથી જૂદી પડતી માન્યતા છે. અને તેવી માન્યતાનું એક સ્વરૂપ-પરમેશ્વરને પતિભાવે ભજવો અને પોતે પુરૂષ હોય છતાં પણ પત્નીભાવ મનમાં ગ્રહણ કરવો-એ છે. વૈષ્ણવો બાહ્યાકારે દેહભાવે પુરૂષ હોય છે, અને પોતાનો ગૃહસ્થાશ્રમ બરોબર ચલાવે છે. પણ પોતાના ઈષ્ટદેવના પ્રતિ પોતાની ચિત્તવૃત્તિનો ભાવ, એક પતિવ્રતા સ્ત્રી પોતાના પૂજ્ય પ્રિયપતિ માટે જેવી તલસાટવાળી મનોવૃત્તિ રાખે છે, તેવો રાખે છે. આ રહસ્ય જેઓ આવા પ્રકારની ભક્તિનું રહસ્ય સમજતા હોય અને જેઓ સમાનશાની હોય છે તેઓ જ સમજી શકે છે. નરસિંહ મહેતો, ત્રિકમદાસ,

## પદ ૧૨ મું, રાગ પરજ (સખીભાવનું પદ)

આવોરે આવોરે મારે મંદિરીયે, મીઠડા ગોઠ ભળી કરિયે;
ઘણા દિવસના તાપ સમાનું, અમી ઠરે મારે ઉરવરિયે. ૧
દીઠા પાખે દિવસ ન જાયે, રાત બધી રોઇ રોઇ મરિયે;
પંડ પ્રાણ પરવશ થયાં મારાં, કહાનડ ધીરજ કેમ ધરિયે ? ૨
માય બાપ મહારા નવ બીજે, સગડ તજે ઘોળે સાસરિયે;
સુરિજનયાંની શંકા ટળી તો દુર્જનીયાંથી શું ડરિયે ? ૩
નૌંનમ જોબન સુંદર મંદિર, પ્રેમળ સજ્જા પાથરિયે;
ત્રીકમ તમસું તાળી દેતાં, ભવ સાગર સેહેજે તરિયે. ૪

## પદ ૧૩ મું, રાગ મારૂ પુરજ (સખીભાવનું પદ)

આરતભંજન રે, લક્ષ્મીવર લટકાળા;
મનના રંજન રે, મધુરી મોરલીવાળા. ૧
જે દહાડાના નયણે દીઠા, કામણગારા કાળા;
તે દહાડાની થઇ છઉં ઘેલી, ગુણસાગર ગોવાળા. ૨
શું જાણું મીટડિયે તાહારી, ચોરી કેરા ચાળા;
આપોપું સોંપત નહિ આગે, રોપત નહિ વરમાળા. ૩
આવીને આલિંગન આલો, ત્રીકમ કાં દિયો ટાળા;
દાસને આશ ઘણી દામોદરા, દીનાનાથ દયાળા. ૪

---

દયારામ વગેરે ઘણા ભક્તજનો અને કવિઓએ શ્રીકૃષ્ણને પતિભાવે સ્મર્યા છે, અને તેઓએ પોતે સખીભાવ અથવા ભામિનીભાવ ધારણ કરેલો હોય છે. ભક્ત પર્વતદાસ પણ ભગવાનની ભામિનીભાવે સ્તુતિ કરે છે. આવી રહસ્યમય વાર્તા ઘણા આધુનિક ચિકિત્સકો અને ટીકાકારોને સમજાઈ નહિ હોવાથી, તેઓ તેનો કાં તો વિચિત્ર રીતે સમન્વય કરે છે અથવા તો નિંદા કરે છે.

### પદ ૧૪ મું, રાગ રામકલી, તાલ ધમાર.

હરિ કમળા હાસ વિલાસ કરે, રસ મગ્ન રસિક બેઉ પરસ્પરે;
મણિમય મંદિર મુક્તા જડ્યાં, માંહે કનક તણાં લટકે કડાં. ૧
ચાર ડાંડિ તે ચમકે રત્નશું, દાસી દોરડી તાણે જતનશું;
કોમળ સજ્જા પયફીણુ થકી, રૂડા અલિવાસ સુવાસે રહ્યા છકી. ૨
કોઇ ચંમર ઢળાવે પાસે રહી, કોઈ સન્મુખ ફૂલ તંબોળ લઇ;
એક આસને જુગલ બિરાજતાં, ઘન દામનીની છબિ છાજતાં. ૩
સરસ વચને વરસે અમી, અન્યો અન્ય રહ્યાં બેઉ રંગ રમી;
સ્તુતિ પરબતની શ્રવણે પડી, પરાં કીધાં પદ્માને તે ઘડી. ૪
ભક્ત વત્સલ ભૂલ્યા ભોગને, રસ રંગ રમા સંજોગને;
આપ્યું વચન નાથ ઉર આવિયું, વાહાલે વિનતાને સંભળાવિયું. ૫
'આમ શું હેત ભક્તનું ભૂધરા? અમે દલ્લાં ને ઈ વાહાલા ખરા?'
'શું જાણો તમે એ જુક્તને, હું તો વશ છું ભામા ભક્તને. ૬
મારો દાસ જન્મ થકી દુબળો, માટે રિદ્ધ સિદ્ધ મોરથી મોકલો;
રખે વિલંબ કરો,' એટલુ કહી, પછે સ્વપ્નું પરબતને દઇ. ૭
ઉઠ્યા નાથ પધાર્યા આંગણે, ગોમતીને તેડીને એમ ભણે;
'પરબતનો તે પ્રેમ પૂરો કરો, પાતાળને મારગે પરવરો. ૮
એ પંથે અમે પણ આવશું, પરબતના કોડ પુરાવશું;'
રમા વિનવે, 'રાજ(ભોગ) વેળા થઈ,' 'આજ ભોજન પરબત ત્યાં જઈ.' ૯
સોંઢ્યાં શ્યામા સાંભળી વાતને, આવ્યા અગ્રજ ભેટ્યા ભ્રાતને;
'શ્રીકૃષ્ણજી કહે તમે ત્યાં જાશો, ઇહાંનું રાજકાજ કોને સોંપશો?' ૧૦

### પદ ૧૫ મું, રાગ પંચમ, તાલ આડ ત્રેતાલ.

વહાલોજી વિમાસે રે, "હવે કેમ કીજીએરે, સળસળ ચઢતો ઉગે સુર;
દ્વારકા દુભાશે તો ફરીને મનાવશું રે, જાવું કાંઇ પરબત ઘેર જરૂર. ૧

ત્રિવિધ સ્વરૂપે રે, હું ઇહાં વસુંરે, ઉભય સ્થુળ ને સુક્ષ્મ એક;
એક પરીબ્રહ્મ ને એક વ્યૂહ વિમાંહે સાહી, ત્રીજું લીલાવપુ વિશેષ.
એક ડાકોર ને એક રહે દ્વારકાં રે, સુક્ષ્મ પરબત તણું સદન;"
એમ કહીને રે કર કમળા તણો રે, જમણો ઝાલ્યો જગજીવન. ૩
"એણે રે ઠેકાણે રે રાખી હું વેગળી રે, તે મારો કાંઈ વક્ષઃસ્થળમાં વાસ;
આળગી ન ટાળો તો સાથે સાંચરૂં રે," હરિયે 'હા હા' કહ્યું સહાસ. ૪
અવિગત રૂપે રે પ્રભુજી પધારિયા રે, જય જય ચવે જગતના જન;
વહાલા રે વૈકુંઠથી તમને ત્રિકમા રે, ભુતળ ભક્તો તણાં ભુવન. ૫

### પદ ૧૬ સું, રાગ કાલિંગડો, તાલ ધમાર.

"તું તો સાંભળની મારી સજની, રસ રંગે ભરી રૂડી રજની;
જાદવું દ્વારકાનાથ પધારિયા, મારા મન અભિલાખ સુધારિયા. ૧
ઉઠો પરબત દીપ ઉદ્યોત કરો, મેલી આળસને આનંદ ભરો;"
વહાલો હાથ સાહીને એમ વદે, "શાને સેવક રાખો શોચ હદે? ૨
અમે અહળક તમ ઉપર ઢળ્યા, રિદ્ધ સિદ્ધ સીંચે રાણી કમળા;
અમે ભીના તમારા ભાવમાં, ગોમતી ગુણવંતાં વાવ્યમાં." ૩
જાગ્યું સેવા કરૂં સન્મુખ થઈ, નાથને નમતાં તે નિદ્રા ગઈ;
ત્રીકમજી જોવાને ટળવળું, મારૂં ભાગ્ય સોહાગ ભલું ફળ્યું. ૪

### પદ ૧૭ સું, રાગ સામગ્રી, તાલ ધમાર

પ્રાતસમે પાણિયારિયો ગઇ ભરવાને પાણી;
લેહેરો ઉઠી વાવમાં મચોમચ ભરાણી. પ્રાતસમે૦ ૧
ઉછળી ચાલ્યું કારમું કૌતકની કહાણી;
હોકારો સુણી આવિયા બોલ્યા પરબતવાણી. ,, ૨
"બાઇઓ કાં બકવા કરો? આવ્યાં ગોમતીરાણી;"
મચ્છ કચ્છ માંહે જોઇને લોકે વાત પ્રમાણી. ,, ૩

શીશ મુગટ મકરાકૃત કાન, ભાલ તિલક હરિ ભીનેવાન;*
શંખ ચક્ર ગદાભુજ હાથ, દશ આંગુલ શ્રી દ્વારકાનાથ.† ॥



ચિત્ર ૫ મું–માંગરોળની વાવમાં શ્રી રણછોડરાય ભગવાન પધાર્યા છે અને પર્વત મહેતા સ્તુતિ કરે છે.

* ભીનેવાન–શ્યામ, હાલ બિરાજતું દશ અંગુલ પ્રમાણનું વદન જેનું સ્વરૂપ શ્યામ છે. † આ સ્થળે ભક્ત વૈષ્ણવો નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ

સેવકને મન સંદેહ થશે, આ સ્વરૂપ કોઇ બીજું હશે;
એવું વિચારી ત્રિભુવન ભૂપ, દરશન દીધું આદ્ય સ્વરૂપ. ૪
સ્તુતિ કરીને લાગ્યા પાય, પરબત ઉર આનંદ ન માય;
સુંદર શ્યામ કમળદળ નેણ, પરબત પ્રત્યે બોલ્યા વેણ. ૫
"વૈકુંઠેથે હુંને વહાલી ઘણી, જરજર ઝુંપડી સેવક તણી;
સુંદર મંદિર દ્વારકા ધામ, તેથી વહાલું તારૂં ગામ. ૬
કુળ સહિત કરવા પાવન, સદા બિરાજું તારે ભુવન;
પટ માસ આંહીં જાત્રા થશે, ને ચોદશથી ચાલી આવશે. ૭
તારો શ્રમ મેં સહ્યો ન જાય, હવે પધરાવો મંદિર માંય;"
રોમ રોમ બ્રહ્માંડ જ રમે, તે પ્રભુને હસ્તાસન ગમે. ૮
વાવ થકી નીસરિયા બહાર, ચોદશ વરત્યો જેજેકાર;
કૌતક દેખે દેવ આકાશ, પુષ્પ વૃષ્ટિ થાય ત્યાં શ્રીકમદાસ. ૯

[ પર્વત મહેતા સ્તુતિ કરે છેઃ–

રાગ પ્રભાત

ધન્ય છે ધન્ય છે રાય રણછોડજી, દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ કાળા;
ભક્ત વત્સલ પ્રભુ, ટેક ધારી ધણી, વારી જાઉં રંગી રૂપાળા. ૧

---

કરે છે. ભગવાન દ્વારિકાનાથનું એક મોટું સ્વરૂપ શ્રી પુણ્યક્ષેત્ર ડાકોરજીમાં બિરાજે છે. બીજું દ્વારિકા ખાતે છે, અને પર્વત મહેતાને માથે બિરાજતું સ્વરૂપ નાનું અને ગોળદું છે. પર્વત મહેતાને નાનુ સ્વરૂપ જોઇને ચિંતા થઇ કે માંગરોળના નાગરો અને વૈષ્ણવો આ સ્વરૂપને પ્રમાણ શી રીતે માનશે? ત્યારે પ્રભુજીએ તેને આ પ્રમાણે કહ્યું.

શ્રમ પડે આપના, અંગનેરે વળી,
હોય જો આ મુર્તિ મોહોટી મારી;
એક અશક્ત ને, વળી વૃદ્ધ થૈતા તમે,
એટલા માટે મેં સુક્ષ્મ ધારી.
(સેવક મંડળ તરફથી ગવાતાં પદોમાંથી ઉતારો)

કોણ હું દાસ પરબત અને કોણ તું, કોટી બ્રહ્માંડપતિ પૃથ્વીપાળા;
ક્યાં શ્રીદ્વારિકાં, ક્યાં મઢી માહરી, વાહ: ગતિ ગહન તુજ બંશીવાળા. ૨
દીન ધનહીન નાગર હું તો નાતમાં, આજ રિદ્ધ સિદ્ધ ભરીયાં ભૂપાળા;
નાથ કીધો સદ્ગુણો સોરઠ વિષે, મુક્તિમથધિશ્વર દીસે દીન દયાળા. ૩
દંડ નિવારિયા, કરતો પત્રાપણું, ખંડી જમ રાજ ભય ભક્તપાળા;
દેવ માંગે નહિ, દાણ મુજ કુળ સહ, દેખી તિલક દળ તુલસી માળા. ૪
ભય નવ રહ્યો, નાથ લવલેશ નહિ મરણનો, આજ સનાથ કીધો કૃપાળા;
દાસ પરબતપતિ તારિયા કુળ સહ, ચર્ણ શર્ણ રાખો મુજને રસાળા. ૫
(સેવક મંડળ તરફથી ગવાતાં પદોમાંથી આ સ્તુતિ ઉતારી છે.) ]

**પદ ૨૦ મું, રાગ આશાવરી, તાલ ધમાર.**

શ્રીરણછોડ રવાડિ ચઢિયા, ચારે પાસે ચમર ઢળે;
દૂર સમીપ સહુને દર્શન, અકળ કળા એની કો ન કળે. ૧
જુવતિજન જોવાને ઉભાં, મારગ મેડી ભીંત પછીત;
ભાવે તે તે ભાતે વધાવે, સહુને સરખા સરખી પ્રિત. ૨
ઢોલ દદામા ભેર નફેરી, ઝાંઝ મૃદંગ ઝાલરી વાહે;
આગળ નર નાચે ને રાચે, પાછળ માનની મંગળ ગાય. ૩
પ્હોંખી મંદિરમાં પધરાવ્યા, સિંહાસન ઉપર પરિબ્રહ્મ;
પરબત ભાગ્ય વિચારી વિસમે, સફળ થયો સેવકનો શ્રમ. ૪
અભિષેકાદિક વિધિ ઓચ્છવની, કીધી જે બની આવીરે;
ત્રીકમદાસ આશ પરિપૂરણ, ભક્ત વત્સલ મન ભાવીરે. ૫
(જુઓ ચિત્ર ૬ ઠું)

**પદ ૨૧ મું, રાગ બિલાવલ, તાલ ધમાર.**

ભલે પધાર્યા શ્રીનાથજી, દ્વારામતિના રાય;
આપણને સુખ આપવા, મુળ મંગળપૂરમાંય. ૧

કીધાં સનાથ શ્રીનાથજી, હાથે ઝાલીને બાંહે;
આજ લગે સખી એવડું, દ્રષ્ટે ન દીઠું ક્યાંહે. ૨
ક્યાંહે કાને નથી સાંભળ્યું, થયું નથી થાશે ક્યાંહે;
ચૌદ ભુવનનો રાજીઓ, ચાલીને આવે આંહે ૩



ચિત્ર ૬ ડ–શ્રીરણછોડરાયને માંગરોળના નાગરો અને લોકો પાલખીમાં પધરાવી વાજતેગાજતે પર્વત મહેતાને ઘેર લઈ જાય છે.

ગોમતી આગળ મોકલ્યાં, પાછળ પૂર્ણાનંદ;
નહાશું નિરખશું હરખશું, નીત નવલા આનંદ. ૪
પાંગળો પામે જ્યમ સખી, ઘરમાં બેઠા ગંગ;
ત્યમ આપણુ ઉપર જુઓ, સાહે થયા શ્રીરંગ. ૫

ચરણ પુજ્યે ચંર્તુભુજ તણાં, પ્રેમદા આણીને પ્રીત;
વારી વારી જાઓ વારણે, ગાઓ મંગળ ગીત. ૬
ધન્ય ધન્ય દહાડો આજનો, ધન્ય ધન્ય માગશિર માસ;
ધન્ય સુદ છઠ બુધવારે, વહાલે પુર્યો વાસ. ૭
ધન્ય ધન્ય પુણ્ય પરબત તણા, ધન્ય ધન્ય નાગરી નાત;
ધન્ય ધન્ય ત્રીકમદાસને, કહે વીસતારીને વાત. ૮

## પદ ૨૨ મું, રાગ સારંગ, તાલ આડ ચોતાલ.

આનંદ રસની રેલરે, આજ મહારે આનંદરસની રેલ;
લડસડતા લક્ષ્મીવર આવ્યા, કરવા લીલા કેલરે. આજ. ૧
મારગડે પ્રેમળ પથરાવું, પુરૂષોત્તમ પગ ધરવા;
વિવિધ સુગંધે સદન સમારૂં, વહાલાને વશ કરવા. આજ. ૨
આંગણે ચોક રચ્યાં ચિત્રામણ મંડપ છાયાં ચીર;
શુભ સિંહાસન ઉત્તમ આસન, બેઠા બળભદ્રવીરરે. આજ. ૩
દૂધડે પાય પખાળ્યા પરથમ, કેસર કુમકુમ નીર;
ચર્ણોદક લઇ મસ્તક મેલ્યું, પાવન થયું શરીર. આજ. ૪
તુળસી ડોડર ચાંપા ચોસર, ચુઆ ચંદન સાથે;
કમળાવરને અંગે અરપ્યાં, મેં મારે હાથે. આજ. ૫
નાના ભાત નીપાયાં ભોજન, મધુરાં મન ગમતાં;
અંતરજામીએ અતિ સુખ આપ્યાં, જુગતેશું જમતાંરે. આજ. ૬
શિતળ નીર સુવાસીત બીડી, મઘમઘતા મુખવાસ;
આરતી વારી સેજ સમારી, ચોસર ચોળી પાસરે. આજ. ૭
કમળા કાન્ત નિરંતર નિરખું, નાના ભોગ વિલાસ;
ભાવીજન પ્રભુ કૃપા પ્રસાદે, પામ્યા પરબતદાસરે. આજ. ૮

## પદ ૨૩ મું, રાગ ધનાશરી, તાલ આડ ત્રેતાલ.

મેહેતા પરબતતણે રે, ભુવન આજ વધામણાં;
પધાર્યા જગજીવન, લળી લળી લે ભામણાં. ૧
ઈંદ્રિ સદનથી અદકી શોભા, શોભવા લાગ્યું ધામ;
કશી ન્યુન જ્યાં કૃષ્ણ પધાર્યા, પોતે પૂરણ કામ. ૨
પદમિની બાલ પીયળ કુમકુમની, પહેર્યાં નવરંગ ચીર;
આંગણીએ મલપતિ આવે, પાયે ઝમકી રહ્યાં ઝંઝર. ૩
ચતુરા હાથ ચમકતા ચુડા, સાથિયા પૂરે સાર;
ઉંબર ઓળે ને હશી હશી બોલે, રૂપે રૂડી નાર. ૪
કુમકુમ અક્ષત શ્રીફળ થાળી, લટકે લઈ લઈ હાથ;
મંગળ ગાતી માનુની આવે, વધાવે શ્રીવૈકુંઠનાથ. ૫
મંગળ કળશ રચ્યા કદળી સ્થંભ, તોરણ બાર સોહાય;
નાદ નૃત્ય વધાઇ વાજે, મંદિર ભીડ ન માય. ૬
પરબત સભા સમારી બેઠા, સહુ કોને સન્માન;
સુત ભાટ નાટક નૃત્યકારી, નાના વિધનાં દાન. ૭
રાજા પ્રજા ભેટ લેઇ આવે, આભ્રણ વસ્ત્ર અપાર;
બ્રાહ્મણ વેદ ભણે રસભીના, આશીર્વાદ ઉચ્ચાર. ૮
વૈષ્ણવ ફળિયું* ઝળહળ દીસે, જાણીએ ગોકુળ ગામ;
કે વૈકુંઠ કે દ્વારકા નગરી, પધાર્યા જુગ વિશ્રામ. ૯
ત્રીકમદાસ આશ પરિપૂરણ, સેવો શ્રીરણછોડ;
પાડ ચઢાવ્યો પુરૂષોત્તમને, પુર્યા મનના કોડ. ૧૦

---

* રખારીવાડો તથા નાગર બ્રાહ્મણવાડો.

## પદ ૨૪ મું, રાગ ધનાશરી, તાલ ધમાર.

વારણે જાઉં અટલ વચનને, બોલે તેથી અધિક પળે;
જદપિ ચળે અચળ ધ્રુમંડળ, પણ હરિ ટેકથી ન ટળે. ૧
ક્યાં પરબત ને ક્યાં પુરૂષોત્તમ, ક્યાં ભાનુ ક્યાં રજતજ જાત !
ક્યાં દ્વારકાં ક્યાં સુવન ભક્તનું, જોતાં આશ્ચર્ય આવે વાત ! ૨
સોરઠમાં સપરાણો કીધો, નિર્ધન નાગર સાધન હીણ;
મુક્તિ સરીખો મહા પદારથ, આંગણિયે ડોલે થઈ દીન. ૩
પંઆપણાના દંડ નિવાર્યા, ખંડિ જમ રાણાની આંણ;
છાપ તિલક તુળસીદળ દેખી, કુળમાં દેવ ન માગે દાણ. ૪
એવાં એવાં વચન તમારાં, વ્હાલા જૂઠાં કહેતાં જીભ ખંડે;
કારણ ચૂક ચરણ સેવામાં, માટે અમને કરમ નડે. ૫
હવે હુંને નથી શક્તિ સહ્યાની, જન્મ મરણનો તીખો ત્રાસ;
અધમ ઓધારણ બિરદ સંભારો, શરણે આવ્યો ત્રીકમદાસ. ૬

## પદ ૨૫ મું, રાગ ધન્યાશ્રી, તાલ ત્રેતાલ.

પરબત પચીશી પરિપૂરણ, પૂરણ પ્રેમે સાંભળશે:
પર્બતની પેઠે તે નર ઉપર, ઢીંગડમલ અઢળક ઢળશે. ૧
વિમુખપણાના દોષ રોષ, એ ગુણ ગાતાં સઘળા ગળશે;
જન્મ જન્મ ભૂધરની ભક્તિ, આશિર્વાદ સફળ ફળશે. ૨
ત્રીકમદાસ તણા મુખથી, કેમ અવળા અક્ષર નીસરશે !
વૈકુંઠનાથ વસ્યા વાણીએ, પોતાને વચને પળશે. ૩



[જેમ વિષ્ણુ ભગવાનનાં સહસ્ત્ર નામ, શત નામ છે, પણ તે નામો કેવળ એક હજાર કે એકસો જ પુરાં હોતાં નથી, પણ તેથી અધિક હોય છે; તેમ ભક્ત ત્રિકમદાસની લોકપ્રચલિત પર્વત પચ્ચીશીનાં ૨૫ પદો ઉપરાંત ચાલુ પ્રસંગને લગતાં બીજાં પદો વિશેષ મળી આવે છે, અને તે પદો સુંદર હોવાથી અત્ર તેનો પણ સંગ્રહ કરેલો છે.]

**પદ ૧ લું; રાગ બિભાસ-તાલ ત્રેતાલ.**

મારે મંદિરે મંગળ નીત નવા, શું જાણું જે ક્યાં પુણ્ય પ્રગટ હવાં;
જેનું દર્શન દુર્લભ દેવને, તેની પરબત પામ્યા સેવને. મારે. ૧
જે વેગળો વેદના વેણસું, તેને પરબત નીરખે નેનસું;
જે રૂપી અરૂપી ગાજતો, તે તો પરબત સદન બિરાજતો. મારે. ૨
જે મુનીજનના મનમાં રમે, તેને પરબતનું મંદિર ગમે;
એવા દીન વત્સલને વારણે, આવ્યા નાથજી દાસ ઉધારણે. મારે. ૩
આવ્યા ત્રિકમદાસને તારવા, સેવકનાં કારજ સારવા;
સ્વામીભક્તિ એવી મન શું ધરી, પર્ણકુટીમાં શું બિરાજ્યા હરી. મારે. ૪

**પદ ૨ જું; રાગ-રામગ્રી.**

પાવન કરવાને પધાર્યા હરિ, પાવન કરવાને;
પતિત શિરોમણિ પરબત કુલના, દુઃખડાં હરવાને. પધાર્યા. ૧
ચરણ કમળ જેના મુનીવર વાંછે, ધ્યાને ધરવાને,
ભાગ્ય જો જો મુજ દીન તણાં, ઘેર ડગલાં ભરવાનેરે. પધાર્યા. ૨
ત્રુઠા નાથ પ્રતિજ્ઞા પાળી, કારજ સરવાને,
સકળ લોકમાં અમે સપરાણા, ફુલી ફરવાનેરે. પધાર્યા. ૩
ટાળી અનાથ સનાથજ કીધાં, ઠામે ઠરવાને;
શ્યો શ્યો પાડ ચઢાવું સજની, એ ગુણ ગરવાનેરે. પધાર્યા. ૪
આજ લગે ભારે તો હતો, ભવજળ તરવાને;
ત્રીકમદાસ હવે થઇ આશા, વૈકુંઠ વરવાનેરે. પધાર્યા. ૫

પદ ૩ જું-રાગ રામગ્રી.

મંગળ વુઠા મેહરે, આજે માહરે;
આનંદ કેરાં આભ ચઢ્યાં માહરે, અમૃત ઠરીયાં દેહ. આજ. ૧
કલી કલમસના કીચ ધોવાણાં, પુણ્યની સરિતાપુર;
દુઃખના તિમિર ટળ્યા સુણુ સજની, સુખના ઉગ્યા સુર. આજ. ૨
ભાગ્યતણા ભંડાર ઉઘડીઆં, કુંકુમ લેખ લિલાટ;
અભેદાન દાતા ઘેર આવ્યા, ભોકલાં મુક્તિ કપાટ. આજ. ૩
દાસ રૂખે મન દોહલા થાઓ, નીજ જન કેરી લાજ;
પરબત કુળ અવતાર ધર્યાની, લક્ષ્મી વરને લાજ. આજ. ૪

પદ ૪ થું; રાગ પ્રભાત.

આજુનો રળીઆમણો દાહડો દીવાળી દીસે;
નાથજી પધાર્યા મારૂં હૈડું તો હીસે. આજુનો. ૧
કેસર કેરાં છાંટણાં છાંટે ઉદંબર ઓળે;
મંગળ ગાયે માનની મળીને ટોળે. આજુનો. ૨
ધસમસી ધાઇ તારૂણી તોરણ બાંધે;
કુર ને કંસાર કામિની રીઝીને રાંધે. આજુનો. ૩
ધન્ય ધન્ય મારા કંથને, કહી કહી બાઇજી બોલે;
ગોવિંદે ઘર કીધું મારૂં ગોકુળીઆ તોળે. આજુનો. ૪
દ્વારકાથી આવ્યા લાવ્યા ગોમતી સાથે;
ત્રીકમદાસની આશા પુરી પર્વતને નાથે. આજુનો. ૫

પદ ૫ મું; રાગ આશાવરી.

આઠ પોહર આંગણીએ મારે, આનંદ આનંદ હોય રે;
રિદ્ધિ સિદ્ધિ રમે, નમે આ નવ નિધિ, મુક્તિ ભમતી જોય. આઠ. ૧
અમૃત વૃષ્ટિ ને સુખની સૃષ્ટિ, સેરડીયુંમાં વાસ વસે;
તીરથ સકળ, સકળ સાધન ફળ, ઉંબરથી અળગા ન ખસે. આઠ. ૨

હેરી રહે મંદિર ઇન્દ્રાદિક, સુરીનુર સાડ ઘડી નીશદીન;
ચર્મ ચક્ષુ પામર ન પેખે, દેખે દેવ નેત્ર જે જન. આડ. ૩
જહાં જગદીશ મુક્તિ તહાં સઘળી, એમાં નહિ અચરજ કાંઇ;
પરબતને ઘેર પ્રભુજી પધાર્યા, ત્રીકમદાસ નરો ગુણ ગાઈ. આડ. ૪

## પદ ૬ ઠું, રાગ કાન્હરો.

સંવત પંદર એક અપાર, માગસર સુદ પક્ષો બુધવાર;
તે માંહે પ્રભુ પહેલે પોહર, સંગાતે ગોમતી મોર. ૧
વડનગરા વડનાગરી નાત, જાતે એક ને જુજવી ભાત;
(તેમાં) પરબત કુળ કીધું જગદીશ, દ્વારકાંથી પધાર્યા ઇશ. ૨
મંગળપુર પરબતની છાપ, વૈષ્ણવ પદ આપ્યું સાક્ષાત;
બાંહ્ય ગ્રહાની રાખે લાજ, શરણે આવ્યો ત્રીકમદાસ. ૩

ઇતિશ્રી ગુર્જરભક્ત ચરિત્રામૃતે પર્વત મહેતાના આખ્યાન વિષે ભક્ત
શ્રીત્રીકમદાસનું સંક્ષિપ્ત ચરિત્ર અને પર્વત પચ્ચીસી મૂળ—
એ નામનો બીજો અધ્યાય.

---

# અધ્યાય ત્રીજો

## નરસિંહ મહેતાની પધરામણી અને ભગવાને તેમને પાણી પાયું તે પ્રસંગ.



પર્વત મહેતાને ઘેર ઉત્સવ વખતે નરસિંહ મહેતાને ભગવાન
ઝારી આપી પાણી પાય છે.

પરમ ભક્ત પર્વત મહેતાનું ચરિત્ર એક સરખું પ્રાપ્ત થતું નહિ હોવાથી જુદાં જુદા સ્થળોએથી એકઠું કર્યું છે. પર્વત પચ્ચીસીમા જે ઇતિહાસ નથી તે ભક્તોને મુખેથી સાભળીને પ્રથમ અધ્યાયમાં આપ્યો છે. આ અધ્યાયમાં નરસિંહ મહેતાના એક જીવનચરિત લખનાર પાટણના પ્રાચીન કવિ વિશ્વનાથ જાનીના કાવ્ય ઉપરથી તેની જ રમ્ય ભાષામાં નીચેનો વિષય આપીએ છીએ.

### રાગ કેદારો

પરવત મેહેતો નાગર જે, **માંગરોળમાં*** રેહેતો તે;
લેહેતો ભક્તિ શ્રીહરિ તણી એ.
ગોવિંદના ગુણ ગાયે નિત્ય, હરનિશ ધ્યાન હરિનું ચિત્ત;
પ્રીતે પૂજે દ્વારકા ધણી રે.

ઢાળ.

દ્વારકાનાથની પૂજા કરવા, નેમ પાળે એહ;
માસ એકે દ્વારામતિ જઇને, હરિપદ પૂજે તેહ.
સંવત્સરમાં દ્વાદશી ખેપ, કરે સ્થિર શુદ્ધ આણી;
ભક્તિ જોઈ પર્વત મેહેતાની, ત્રુઠા સારંગપાણી.
સ્વપનમાંહે તેને દર્શન દીધુ, આજ્ઞા આપી સાર;
"હું માટે તું શ્રમ કરાં છાં, તો રહીશ તું ગેહે મુઝાર.
પ્રાતઃસમે તુજ સિંધુ તીરે, પ્રતિમા છે એક મારી;
તેને લઇને પૂજન કરજે, મનસા ફળશે તારી.
નિકટજ આવ્યો તારે મંદિર, કૃપા કરીને હુંય;
ત્યાં રહીને સેવા કરજે, ફરીશ મા આવું તુંય."
પ્રાતઃસમે ત્યાં જઈ જોયું, તો દીઠા શ્રી મહારાજ;
*　　*　　*　　*　　*
દીનબંધુ દયાનિધી સ્વામી, ભક્ત વત્સલ પ્રભુ કહાવ્યા;
એકમને આરાધ્યા ભક્તે, તો તેને મંદિર આવ્યા.
પરવત મેહેતા નગર માંહે, વૈભવનો નહિ પાર;
રીધ સિધ સંપત સુખ સઘળું, પુત્ર કલત્ર પરિવાર.

---

* કવિ વિશ્વનાથ જાનીએ આ સ્થળે જુનાગઢ શબ્દ વાપર્યો છે, તે સરતચૂક હોવી જોઇએ એવું અનુમાન થાય છે. બૃહત્કાવ્ય દોહન ભાગ ૮ મો જુઓ.

કીરતન ઓચ્છવ સદા નિરંતર, હોયે ભુવન મોઝાર;
બાલગોપાળ સૌ કો તેના, ભક્તિ કરે ગોરાર.
એક દિવસ પરવત મેહેતે, કીધી સજ્જ કીરતન;
વિનતિ કરી નરસૈં મેહેતાને, તેઆ પોતાને ભુવન.
નિશાએથી કીરતન આરંભ્યું, મળ્યા વૈષ્ણવ સાથ;
સખી સંગાથે મેહેતા નાચે, સમરે ગોપીનાથ.
તાલ મૃદંગ ને વેણા વાજે, ઝાલરી ને કરતાલ;
મગન થઈને મહેતો નાચે, રંગ આવ્યો છે રસાળ.
પરવત મેહેતો ગાવા લાગે, આણી મન આનંદ;
લોક સૌ તાંહાં જોવા આવ્યા, નરનારીનાં વૃન્દ.
એક દૃષ્ટિએ સૌ નિહાળે, મેહેતાજીનું રૂપ;
હરિરસ અમૃત રેડે, વિણા વાજીંત્ર શબ્દ અનૂપ.
શુદ્ધ બુદ્ધ સૌ કો ગયું વિસરી, જોઇ મેહેતાનું કીરતન;
મેહેતો નીરખે અંતરગતિ, આનંદ તણો નંદન.
તે સમે ત્યાં તૃષિત થયા તે, મેહેતે માંગ્યું પાણી;
નર નારી ઉભાં સૌ પાસે, પણ કોએ ન સાંભળી વાણી.
ગાન તાનના રંગમાં ભુલ્યા, ઘરના માણસ જેહ;
મેહેતાજીના સંગી જે કો, રસ મગ્ન થઇ ગયા તેહ.
તતક્ષણ જાણ્યું છેલ છબીલે, જે જલ માંગ્યું ભક્ત મારે;
ઝારી ભરીને પ્રભુજી પધાર્યા, મેહેતે દીઠા તેવારે.
નરસૈં મેહેતે પ્રણામ કરીને, જળ પીધું તેણી વાર;
કનક ઝારી આપી જળ પીને, હરિના કરમોઝાર.
મેહેતાજી પોતે એકલા નીરખે, સુંદર શામળવાન;
ઝારી એકલી લોકે દીઠી, વિસ્મે થયા તે સ્થાન.

ફરી ગગનમાં જાતી દીઠી, હેમતણી તે ઝારી;
પરવત મહેતા આદે લહીને, સૌ કો રહ્યાં મન વિચારી.
મનમાં મરમ પીછયો સૌ કોએ, જે મેહેતે માગ્યું હતું પાણી;
આપણે કોએ ચિત્ત ન ધરીયું, કૃષ્ણે પાયું પાણી.
જેજેકાર થયો તેણી વેળા, પુષ્પવૃષ્ટિ ત્યાં કીધી;
નરસૈં મેહેતા નૃત્ય કરે છે, મનસું તાલી દીધી.
ધન ભક્તિ નરસૈં મેહેતાની, જેની ચંતા ચતુરભૂજ જાણે;
હાથે કરી હરિ પાણી પાયે, જેને દેવ વખાણે.
ધન ધન જીવ્યું તે પ્રાણીનું, જે સંગ મેહેતાનો પામ્યા;
ભવસાગર તરીઆ તે સેહેજે, જનમનાં દુઃખ વામ્યા.
કીરતન કરતાં રાત વિહાણી, અરુણ ઉદે થયો જે વારે;
થાળ ગાઇ ભોગ સમર્પ્યો, વેહેંચી આપ્યો તે વારે.
પ્રભાત સમે સુધી કીરતન, નત તે કીધ * ;
ગાયન કરતા મેહેતોજી પધાર્યા, (મહેતોજી) મહાભાગ.

વલણ

મહાભાગ સાધુ શિરોમણિ, નરસૈં મેહેતો ધંન;
સદા નિરંતર અંતર ખાંતે, કરે કૃષ્ણ કીરતંન.

ઇતિશ્રી ગૂર્જરભક્તચરિત્રામૃતે પર્વત મહેતાના આખ્યાન વિષે નરસિંહ મહેતાને પર્વત મહેતાને ઘેર ભગવાને પાણી પાયું-એ પ્રસંગનો ત્રીજો અધ્યાય સમાપ્ત

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

ખંડ ૧ લો સમાપ્ત

---

# ખંડ બીજો

## અધ્યાય ૧ લો

### ભક્ત શ્રીત્રિકમદાસનું ચરિત્ર

### રાગ બીહાગ અગર મારૂ

આજ મારે લેણું શ્રીલક્ષ્મીવરનું;
આગેના અવગુણ વિસારી, કલેવર આપ્યું નરનું. ૧
વૈષ્ણવ કુળ બ્રાહ્મણ ભૂતળમાં, પ્રાકટ્ય પરબત ઘરનું;
સંતતિ સંપત્તિ પુણ્ય પ્રતિષ્ઠા, દાન ગુંસાઇ કુંવરનું. ૨
વળી વિશેષે સુંદર સેવન શ્રીમન્મુરલીધરનું;
ત્રીકમદાસ વિમુખ જો હરીથી, ધિક્ આયુષ અમરનું. ૩
(ત્રીકમદાસના પોતાના શબ્દોમાં પોતાનું જીવન ચરિત્ર)

---

[ શ્રીપર્વત મહેતાના એક વંશજ ભક્ત ત્રિકમદાસે પર્વત મહેતાના ચરિત્રની પચ્ચીશી રચી છે, તેમ તેમના એક પુત્ર દેવાશંકર, જેઓ પણ એક મોટા નાગર વૈષ્ણવ હતા અને એક સારા કવિ હતા, તેમણે પોતાના તીર્થરૂપ પિતાશ્રીનું સંક્ષિપ્ત ચરિત્ર ચન્દ્રાવળા છંદમાં રચ્યું છે. આ ચરિત્ર મનોહર અને પ્રાસાદિક છે, તેથી વાંચનારાઓની જિજ્ઞાસા તૃપ્ત કરવાને અત્રે છાપ્યું છે. ]

### ૐ શ્રીહરિઃ

#### રાગ ચન્દ્રાવળા

શ્રી હરિના ભક્ત જક્ત સહુ જાણે, પર ઉપકારે પ્રેમ રે,
વૈષ્ણવ ધર્મ કર્મ કુળ કેરૂં, કથા કીરતનનો નેમ,

કથા કીરતનનો નેમ તે નિત્યે, નિજ કૃત કરતાં નિર્મળ ચિત્તે,
અંતરમાં અહંકાર ન આણે, શ્રીહરિના ભક્ત જક્ત સહુ જાણે. ૧

વૈષ્ણુવ કુળ વડનગરા નાતે, પરબતનો પરિવાર રે,
શ્રી વલ્લભનું દાન[1] દ્વારકાનાયક ઇષ્ટિ આધાર,
દ્વારકાનાયક આધાર તે ધરથી, આશરો નહિ કોઈ અમર અવરથી,
વિદ્યાવાન વિચિક્ષણુ વાતે, વૈષ્ણુવ કુળ વડનગરા નાતે. ૨

સ્નાન સંધ્યા ને નામ નહિ નિંદા, ત્રીકમદાસની ટેવરે,
શ્રી મુરલીધર[2] કેરૂં ધરમાં મંદિર સુંદર સેવ,
મંદિર સુંદર સેવ ને સંતોષે, સાધુસંતને પ્રીતેં પોષે,
વિનય વિવેકે વિપ્રને વંદ્યા, સ્નાન સંધ્યા ને નામ નહિ નિંદા. ૩

આગળ અલ્પ અવસ્થાએથી, તાતજી ત્રીકમદાસ રે,
સમરણુ સેવા શરણુ શ્રીકેરૂં, રાખતા ચરણુપર આશ,
રાખતા આશ તે એકચીત્તે, તે પ્રત્યક્ષ ફળ પામ્યા અંતે,
શોક તજી રેહે સ્વથાઇથી, આગળ અલ્પ અવસ્થાએથી. ૪

---

૧ ત્રિકમદાસે વલ્લભસંપ્રદાયના કોઇક ગોસ્વામી પાસેથી બ્રહ્મસંબંધ લીધો હતો, તેથી હજી તેમના કુળમાં પુષ્ટીમાર્ગના આચાર્યોને માન અપાય છે. પણ વૈષ્ણુવ અનંતપ્રસાદ ત્રિકમલાલના વડવાએ, વલ્લભસંપ્રદાયના આચાર્યો ભક્ત વૈષ્ણુવો પાસેથી ભેટ લેવામાં જેવા પ્રવીણુ હોય છે, તેવા તેના મનની શંકા નિવારવામાં સમર્થ હોતા નથી, તે કારણે તેઓએ શ્રીરામાનુજ સંપ્રદાયનો મત સ્વીકારી વૈષ્ણુવતા ગ્રહણુ કરી છે.

૨ દક્ષિણુમાં તળેગાંવનો કીસ્સો છુટતાં ત્રિકમદાસના પિતા ભવાનીદાસને ભાગે મોરલીધર (મોરલી મનોહર જે હાલનું નામ છે તે) આવ્યા; તેની સેવા વારસામાં ત્રિકમદાસને મળી તે સ્વરૂપની ધરમાં સેવા કરતા. હજુ પણુ તે સ્વરૂપ જુનાગઢમાં બિરાજે છે તથા તેનું મંદિર છે અને તે હવે રેંગીલદાસના પુત્ર વ્રજદાસની બ્રહ્મપુરીમાં (જુનાગઢમાં નાગરવાડે) સ્વતંત્ર મંદિરમાં બિરાજે છે.

કેટલાક દિવસ જોગ કરમથી, આવીયાં કષ્ટ અનેક રે,
  સંસારી સુખદુઃખ સમ લેખી, રાખી એક જ ટેક,
  એક જ ટેક તે ભજનની, આંચ ન આવી કોઈ કુરીજનની,
  ગનસપત રહ્યા લાજ ભરમથી, કેટલાક દિવસ જોગ કરમથી. ૫
મળ થકી માવેત્ર પણ માથે, અસલ કરમી જાત રે,
  ચાલુ ચાકર શ્રીમંત કેરા, હાસ ભવાની તાત,
  ભવાની તાત તે ત્રીકમના, અતિશે કીધા અમલ હુકમના,
  સહસ્ત્રાવધિ સીરદાર રહે સાથે, મળ થકી માવેત્ર માથે. ૬
પ્રથમ પીલાજી[૩] પૃથ્વીમાંહે, પ્રસિદ્ધ પ્રતાપી થાએ રે,
  શાહા સુબે સોરઠને વચને, મુલક નિઝામ લજાએ,
  નિઝામ લજાએ તે જોતાં, મુલક વચ અળવું મહારાજાનું થાતાં,
  પ્રભુ પ્રતાપે પીલાજી થયા સાહે, પ્રથમ પીલાજી પૃથ્વીમાંહે. ૭
દેશ દેખતાં સહુ દીવાની, પદવી પીલાજીએ દીધ રે,
  વિદ્યા બહુ ગુંનીયાદી દેખી, કૃપા અતીશેં કીધ,
  કૃપા અતીશેં કીધ તે ટાંણે, હસ્તી ઈનામ દીધું સહુ જાંણે,
  ઈ વાત અવનીમાં નથી છાની, દેશ દેખતાં સહુ દીવાની. ૮
દાયમ કાયમ દરબારી છે, દેખે દેશમાં સરવ રે,
  ત્રીકમદાસ તાતને પુન્યેં, નથી ધરતા મન ગરવ,
  ન ધરતા મન ગરવ તે સુત કોઈ, પીતા પ્રેમે પ્રભુ પાપ દે ધોઈ,
  હજી સુધી ચાકરી સરકારી છે, દાયમ કાયમ દરબારી છે. ૯
એ રીતે છે અસલ અવનીપર, ઘરથી ઘર કહેવાય રે,
  તે રીતે ત્રીકમ તંન તેહેના, અધિક અધિકારે થાએ,
  અધિકારે થાએ તે સરકારે, દેશમાં નામ નીસરીઉ બારે,
  સત કરી કેહે રેવાશંકર, એ રીત છે અસલ અવનીપર. ૧૦

૩ પીલાજીરાવ ગાયકવાડ તે.

રાજનું કાજ રૂચે તેમ કરે, નહિ અનીતિ અહંકાર રે,
યાવત્ દેહ દેશાઈ પદવીએ શ્રીમંત ને સરકાર,
શ્રીમંત ને સરકાર તે રહ્યા, પ્રથવી માંહે પ્રસીધ જ થયા.
શાંમ ધરમીને કરમી વરે, રાજનું કાજ રૂચે તેમ કરે. ૧૧

નાત સંધાન નમીને ચાલે, કુટુંબે નવ કચવાય રે,
યથાશક્તિ સેવાયેં સહુને, શમ (સંપ) જેહેવો સચવાય,
શમ જેહેવો સચવાય તે સન્માને, અક્ષર એક ન કહે અભીમાને,
કરજોડી ફરી કર ઘાલે, નાત સંધાન નમીને ચાલે. ૧૨

પાલખી પદ પરજંત પ્રતિષ્ઠા, આફતાબી અધિકાર રે,
ચોબદાર ને ચમર[૪] ચલાવે, સો ઘોડે સરદાર,
સો ઘોડે સરદાર સદાએ, મહિપત આગળ વેણુ મનાએ,
નિત્ય નેમપર પુરણુ નીષ્ઠા, પાલખી પદ પરજંત પ્રતિષ્ઠા. ૧૩

પ્રભુ પ્રતાપે પ્રજા પણ પૂરી, પુત્ર પૌત્ર પરિવાર રે,
સહુને સંતોષે ને પોતે સંસારનો વહેવાર,
સંસારનો વહેવાર તે વધારે, દુનિયાં કેરો ડોળ દેખાડે,
અંતરમાં નહીં પ્રીત અધુરી, પ્રભુ પ્રતાપે પ્રજા પણ પૂરી. ૧૪

સમ દષ્ટિ સૃષ્ટિ પર સરખી, ક્ષોભ તણો નહી લેશ રે,
કટુક વચન નવ કેહે કોઇને, ઘા[૫] કેહે સહુ દેશ,
ઘા કેહે સહુ દેશ તે દીવાને, પોતે કોઈ ધરે નહી કાંને,
સરવ સાથે રેહે નિત્યે હરખી, સમદષ્ટિ સૃષ્ટિ પર સરખી. ૧૫

---

૪ પાલખી, આફતાબી, ચોબદાર અને ચમર-એ ચારે ચીજો હજી તેમના વંશજ જયસુખરાયભાઇને ત્યાં છે.

૫ ઘા-ત્રિકમદાસના પુત્રો પોતાના પિતાશ્રીને "ઘા" એવા પ્રિયતાવાચક શબ્દવડે સંબોધતા.

વૈભવ પ્રમાણે નવ વીસારે, વૈષ્ણવતાની વાત રે,
પૂજા અર્ચા કરે પ્રેમથી, હરિ ચરચા દીન રાત,
હરિ ચરચા દીન રાત તે આલે, ગળે માલ તુલસીની ઘાલે,
શુચી શુચીથી શરીર સહુ ધારે, વૈભવ પ્રમાણે નવ વિસારે. ૧૬
શ્રી ઠાકોર દેવની સેવ બહુ કરે, અહરનિશ એહની આશરે,
કિર્તન કથા કાળ્યો ઘણી કીધી, સરવશું રહ્યો સુહાસ,
સરવશું રહ્યો સુહાસ તે ઘણો, લ્હાવો લીધો યાત્રાઓ તણો,
દ્વારિકેશ નિત્ય ધ્યાને ધરે, શ્રીઠાકોર દેવની સેવ બહુ કરે. ૧૭
પરભતતણા પ્રભુ ઉપર પ્રેમ, રાખતા હૃદય સુઠાર રે,
સેવા મંદિર રેહેવા કીધા, આભ્રણ વસ્ત્ર અપાર,
આભ્રણ વસ્ત્ર અપાર તે કીધાં, વિપ્રને વરષાસન કરી દીધાં,
નિત્ય શ્રીમુખ નિરખ્યાનો નેમ, પરભતતણા પ્રભુ ઉપર પ્રેમ. ૧૮
કંઇકનાં કામો કહાડી દેતાં, કંઇકની રાખી લાજ રે,
કંઇ વરષાસનો ચાલુ કીધાં, ધરમની બાંધી પાજ,
ધરમની બાંધી પાજ તે હાથે, વરણુંવું શું વખાણુ વધુ ગાથે,
અસત્ય વાક્ય મુખથી નવ કહેતા, કંઇકિનાં કામો કાહાડી દેતાં. ૧૯
ઘેર સેવા વૈભવ વધાર્યો, રિદ્ધિ સિદ્ધિનો નહિ પાર રે,
રૂપું સોનું હીરા માણેક, મોતી જડાવના હાર,
મોતી જડાવના હાર તે ઝાઝા, મંદિર મરજાદની મોટી માઝા,
આવી સંસારમાં ફેરો સુધાર્યો, ઘેર સેવા વૈભવ વધાર્યો. ૨૦
ભ્રાત્ર ત્રંણ પોતાની બાંજે, લાજા લાહરી ભક્ત રે,
કામકાજ કારભાર જ કીધા, સમજુ કહે સહુ જગત,
સમજુ કહે સહુ જગત તે તેહને, નમી મારગ આપે નહિ કેહેને,
ટકા કોઇથી ન ડરે ઘા જો, ભ્રાત્ર ત્રંણ પોતાની બાંજે. ૨૧

અંતે અવસાન સમે એ પોતે, તાતજી ત્રીકમદાસ રે,
દેહ તણો સંદેહ જાણીને, આવીઆ ઠાકુરવાસ,
આવીઆ ઠાકુરવાસ તે રહી, મહાપ્રસાદ ચરણોદક લઈ,
સોંપ્યું શરીર શ્રીશરણ સહુ જોતે, અંત અવસાન સમે એ પોતે. ૨૨
મુક્તિ જગતી જોતે પામ્યાં, શ્રીઠાકોર દેવને ધામરે,
મુખમાંહેથી ઘડી ન મુકયું, રામકૃષ્ણનું નામ;
રામકૃષ્ણનું નામ તે ટાંણે, ધરમ કીધું અધળે[૬] તાંહાં નાંણે,
આવાગમના ભય થકી વામ્યા, મુક્તિ જગતી જોતે પામ્યાં. ૨૩
સાતેં સુત સકરમી સારા, સરકારે મનાએં રે,
મ્હોટા મહિપતીઓ માઝા રાખે, નામર્ચીન કહેવાએં,
નામર્ચીન કહેવાએ તે સહુ, લાજ્જાળા ખરચાળજ બહુ,
કરી શુભ કારજ મા તાતને તાર્યાં, સાતેં સુત સકરમી સારા. ૨૪
પાછવાડે પ્રજા પુત્રો તણી, લાજ આવી કહેવાએ રે,
સાવધાન સમે પરમાણે, સરવને સુખદાય,
સરવને સુખદાય તે લાગે, દુશ્મનો દેખીને ભાગે,
શ્રીમંત સરખા માથે ધણી, પછવાડે પ્રજા પુત્રો તણી. ૨૫
એવા પુરુષ ફરી નાત નાગરમાં, નીપજશે નહિ કોય રે,
ભાગ્યવાન ને ભક્તિવાળા, એવા બીજા નવ હોયે,
બીજા નવ હોયે તે નવ ખંડે, પૂરણ પૂરવ તપસ્વી પંડે,
નહિ ફેરો ફરી ભવસાગરમાં, એવા પુરુષ ફરી નાત નાગરમાં. ૨૬
સદા સરવદા છે શ્રી શરણેં, જાણજો સરવ જન રે;
જન્મ થકી તે અંત જ સુધી, હરિ ભજનમાં મન,
હરિભજનમાં મન તે રાખ્યું, મહા પ્રસાદ વિણુ અન્ન ન ચાખ્યું,
પ્રજા રૂડી, ગુરૂ દાન, વળી કરણે, સદા સરવદા છે શ્રી શરણે. ૨૭

[૬] અધળે એટલે અધિક-ઘણું-અઢળક.

કઇક થયા ને કઇક જ થાશે, કઇક રહે જુગ માંહે રે,
ત્રીકમદાસ તાતજીની પેઠે, હરિનું શરણુ નહિ સાહે,
શરણુ નહિ સાહે તે વિશ્વાસે, રહ્યા એક રણછોડની આશે,
નથી દ્દઢ આશરાવાન ઘા વાંસે, કઇક થયા ને કઇક જ થાશે. ૨૮

દીસે દુનિયામાં મનુષ્ય દેહે, પંડે ઘા ત્રીકમદાસ રે,
દૈવી જીવે જગતમાં જન્મ, પૂર્ણ કૃપા અવિનાશ,
પૂર્ણ કૃપા અવિનાશ તેની માથે, લઇ ગયા સઘળી શોભા સાથે,
વૈકુંઠવાસ શ્રી ચરણે રેહે, દીસે દુનિયામાં મનુષ્ય દેહે. ૨૯

ડાકોર દેવનાં દરશન કરતાં, દેહરી ઘાની દેખાએ રે,
સન્મુખ સરોવર સાંહામે કાંઠે, તાંહાં જઈ ભોગ ધરાએ,
જઈ ભોગ ધરાએ તે ધરીએ, દંડવત દેહરીને જઇ કરીએ,
નીહાળીએ નિત્ય શૃંગાર શ્રી ધરતાં, ડાકોર દેવનાં દર્શન કરતાં. ૩૦

કુળમાં કોકજ કષ્ટ જ પામે, તે સ્વકર્મને ભોગરે,
પોતાના પ્રાચીન પ્રમાણે ભોગવે ભવમાં ભોગરે,
ભોગવે ભવમાં ભોગ તે સહુ, એહેમાં ઘાનો દોષ શો કહું,
સુખી સરવ છે એહેને નામે, કુળમાં કોકજ કષ્ટ જ પામે. ૩૧

ગરીબ ગુરબાની જાયગા ગઈ, વૈકુંઠે (વસ્યે) ત્રીકમદાસરે,
દેશાંતરે ડંકો બેસાર્યો નામના ને સુહાસ,
નામના ને સુહાસ તે ઝાઝી, નિજ જ્ઞાતિ હતી ઘણી રાજી,
ઈ ગયા વાંસે જગે ખાલી થઈ, ગરીબ ગુરબાની જાયગા ગઈ. ૩૨

સુખ સમુદ્ર વહી જાતો બહુ, તરસ્યું રેહેતું નહી કોય રે,
સુવિપ્રો વિધવા વિધુર પુરૂષો પીતું એકઠું તોય,
પીતું એકઠું તોય તે સુખે, વેદના વગર રેહેતું સહુ સુખે,
પધાર્યા પંડે પણ ખ્યાત રહી સહુ, સુખ સમુદ્ર વહી જાતો બહુ. ૩૩

એકે વાત અધુરી નહિં, પરિપૂરણ પુણ્યવાન રે,
જે જે ઉપમા આપું એહેને, સત્ય છે સુણો સુજાન,
સુણો સુજાન તે સહુ કરણે, નામના રહી ગઈ ચાલુ ધરણે,
આશ પૂરણ કરવી (તેં) સત્ય કઈ, એકે વાત અધુરી નહિ. ૩૪

ગાયકવાડ સરકાર મહારાજ, ગોવિંદરાવજી નામ રે,
ત્રીકમ તાતની માંદપ જાણી, આપ્યાં બહુ ઇનામ,
આપ્યાં બહુ ઇનામ તે ઘેર આવી, રાજમંડળને ભેળા લાવી.
એ રીતે સરકારમાં લાજ, ગાયકવાડ સરકાર મહારાજ. ૩૫

અતિ આગ્રહ મહારાજે કીધો, રહેવા પોતા પાસ રે,
શરીર અશકત દેખીને કહ્યું, પણ ન માન્યા ત્રીકમદાસ,
ન માન્યા ત્રીકમદાસ તે કેહેનું, કહ્યું 'ત્યાંહાં જાઇશ કામ છે જેહનું',
દીવસ થયે માર્ગ ડાકોરનો લીધો, અતિઆગ્રહ મહારાજે કીધો. ૩૬

હરિ ભક્ત પણ લાજને લીધે, હીરકંણી લઇ હાથ રે,
ઉભેલા ભ્રાત પ્રાશનને ચાહે, તાંહાં આવીઆ પરબતનાથ,
પરબતનાથ તે આવી, સાહે થયા સરવ સીપાઈ જગાવી,
સાક્ષ પુરે સહુ પરસન કીધે, હરિભક્ત પણ લાજને લીધે. ૩૭

સ્વપ્ન ઘાને જઇને વળી દીધું, શ્રી સરકાર સુવે જ્યાંહાં રે,
મારા ભકતને જક્ત જાણે તેમ (છુટા કરો તાંહાં)
(છુટા કર્યા ત્યાં આપે જઈ, આપ્યું સન્માન મોટું નહિ,
સર્વ પ્રકારે સુખીયા કીધા, સ્વપ્ન ઘાને જઇને દીધા.) ૩૮

ત્રીકમદાસ ભવાનીદાસ, પીતા પુત્રની ખ્યાત રે,
કહી કથી ન શકે કવિ કલીમાં, કીરત શું કરૂં તાત!
કીરત શું કરૂં તાત તે નીજ કેરી, વસુધામાં કોઈ નહીં શીર વેરી,
સરવ સજન સહુ રાખે આશ, ત્રીકમદાસ ભવાનીદાસ. ૩૯

સ્વમ સાંનિધ્ય આવીને દીધું, શ્રીરણછોડજી રાયે રે,
વડોદરામાં વચમાં, રાજદ્વારમાં સખતી થાયે,
સખતી થાય તે ટાંણે, શ્રીમુખેની વાણીથી જાણે,
ધાર્યું હતું તે કામ નવ કીધું, સ્વમ સાંનિધ્ય આવીને દીધું. ૪૦

સેવક જાણી શ્રી રણછોડ, જાણી સાંનિધ્ય નીત્ય રે.
કષ્ટ પડે ત્યાં આવી ઉભે, એવી કૃપાની રીત.
એવી કૃપાની રીત તે રાખે, તુરત ત્રીકમતણાં દુઃખ કાપે,
પુર્યા કંઇક પાંતીએ કોડ, સેવક જાણી શ્રી રણછોડ. ૪૧

સેહેજની સખતી હતી આછતી, છની નહિ સરકાર રે,
તે પણ પલ એક માંહે તોડી, દુસ્મન થયા ખોહાર,
દુસ્મન થયા ખોહાર તે ઘણા, શીરપાનો ભત્મા ( શિરપેચ તણા, )
એવી ભક્તિની સાહેતા હતી, સેહેજની સખતી હતી આછની. ૪૨

શ્રીમંત સરખા શીરપર ધણી, બીજા બહુ સરદાર રે,
કસી વાતની કસર નોહોતી, પણ રહ્યા ન, થયા તૈયાર,
થયા તૈયાર તે જાના, ડાકોર દેવને શરણે થાવા,
કૃપા શ્રીમંત મહારાજની ઘણી, શ્રીમંત સરખા શીરપર ધણી. ૪૩

વડોદરેથી વૈકુંઠવાશી, ચાલી ગયા શ્રી ચરણ રે,
રાજ્ય અધીકાર વૈભવ વિસારી, સાહી લીધું શ્રી શરણ,
લીધું શ્રી શરણ તે ડાકોરે, તારીયા ત્રીકમ તુરત ઠાકોરે,
ઇચ્છા પ્રેરક થયા અવિનાશી, વડોદરેથી વૈકુંઠવાશી. ૪૪

જે જણ ઘાની પાસે રહેતા, દીઠા હોય જેણે દષ્ટ રે,
હોય તે સખસ તો સાહ્મી પુરે, જે નથી દીધું કષ્ટ,
નથી દીધું કષ્ટ તે કહેને, સાંભરે સંપુરણ સંગ તેહેને.
કટકમાં પણ કીરતન કથા કહેતા, જે જણ ઘાની પાસે રહેતા. ૪૫

અવિનાશીને આશ્રય આવ્યા, આપથી અરપવા અંગ રે,
ડાકોરદેવના દેવલ પાસે, રહ્યા લઇ સાથે સત્સંગ,
સાથે સત્સંગ તે કરીને, ભજન કરે વધુ ભાવ ધરીને,
નિત્ય નવા સેવા ભાવ જણાવ્યા, અવિનાશીને આશ્રય આવ્યા. ૪૬
સરવ સામગ્રી શ્રીવર સારૂ, કરાવી ધરવા ભોગરે,
ઉછવ રીત સહુ તુરત મનાવી, જાણી અતિ દેહે રોગ,
દેહે રોગ તે દેહનો, સેવા ભાવ જણાવ્યો અતિ સ્નેહનો,
શરણુ રાખો માગું કુળ માહારૂં, સરવ સામગ્રી શ્રીવર સારૂં. ૪૭
શ્રી ડાકુરેશના દહેરાં તળે, × ધજાનું × ×
અંત સમયે અમ નીશરની, દ્યા એવું એમ ગાયને (?)
એમ ગાયને તે કહીને, શાંત થયા શરીર શ્રી ચર્ણ દઇને,
મુક્તિ આવી સાંહામી ભલે, શ્રી ડાકુરેશના દહેરાં તળે. ૪૮
સંવત અષ્ટદશ ઉપર વળી, ચૌદથી ચોગણા જાણુરે, (૧૮૫૬)
આશ્વીન માસ અજવાળી પક્ષને મંગળા સમે પ્રમાણ,
મંગળા સમે પ્રમાણ તે થયો, પૂર્ણીમા સહ પડવો થઇ ગયો,
વાર ઉત્તમ નીશા શરદની ભળી,
(અથવા) સરદ ઉછવ સુમવારે દેહ ગયો છે ચાલી, સંવત અષ્ટા-
દશ ઉપર વળી ૪૯
ડાકુર ગામમાં એક અવતારી, ભટજી ઇચ્છારામરે,[૭]
અતિ ભક્તિ જગતી જાણેતી, જપે સદાએ નામ,

૭ ઇચ્છારામ ભટ્ટજી તે શ્રીવલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર પ્રદીપ નામની ટીકાના લખનાર તે. તેઓ મૂળે પેટલાદના રહિસ હતા, પણ ડાકોરમાં આવીને રહ્યા હતા. ત્રીકમદાસના તેઓ સમકાલિન અને મિત્ર હતા. ત્રીકમદાસના વૈકુંઠ-વાસ પછી દયારામ કવિનો ઇચ્છારામભટ્ટજી સાથે મેળાપ થયેલો અને કવિ દયારામના જે મુખ્ય ગુરૂ કે જેણે એને ઉપદેશ આપ્યો હતો તે આ જ ઇચ્છારામ ભટ્ટજી.

સદાએ નામ તે શ્રીવરનું, કરે કલ્યાણુ નર કર્ઈક અવરનું,
તે તણો સંગ ઘાને હતો ભારી, ઠાકુર ગામમાં એક અવતારી. ૫૦
એજ ભટ ઇચ્છારામજી પોતે, ત્રીકમદાસની પાસ રે,
દેહ મુક્તને ટાંણે હુતા, જોદ્ધા ઘાનો નિવાસ,
ઘાનો નિવાસ તે જગે, શરીર સોંપ્યું શ્રીશરણુ ત્યાંહાં લગે,
ગયા વિમાન સહ ભટજી જોતે, એજ ભટ ઇચ્છારામજી પોતે. ૫૧
પુરૂષોત્તમ છે એં પૃથ્વી પરે, પ્રાણુ હરવા વખત રે,
પ્રભુના પારપદ પાંચ જ આવ્યા, નમ્યા જાંણી મહાભક્ત,
નમ્યા મહાભક્ત તે જાણી, ઇચ્છારામથી ઉચર્યા વાણી,
મોકલ્યા અમને શ્રીકમલાવર, પુરૂષોત્તમ છે એં પૃથ્વીપર. ૫૨
ત્રીકમ તાતની પ્રદક્ષા કરી, ભગવત પારપદે બહુ રે,
હાથ જોડી પધરાવી લીધા, ભટજી દેખે સહુ,
દેખે સહુ તે નેણે, પુત્રોને સંભળાવ્યું વેણે,
આવ્યા હતા મુદ્રા તિલકને ધરી, ત્રીકમ તાતની પ્રદક્ષા કરી. ૫૩
ઘાના સાંભળો સુત સકરમી, તમારા તાતની વાત રે,
શા સારૂ સહુ શોચ કરો છો, એહેની અતિશેં ખ્યાત,
અતિશેં ખ્યાત એની ઘણી, વધામણિ શ્રીધામ ગયા તણી,
એ પંડ છે ધરતી પર ધરમી, ઘાના સાંભળો સુત સકરમી. ૫૪
ઇચ્છારામજીએં એંધાણુ કંઇકને દ્રષ્ટે દીધરે,
પુષ્પ વૃષ્ટી પોતેં કરી ઉપર, સ્તુતિ પ્રશંસા કીધ,
પ્રશંસા કીધ તે ટાંણે, વધાવીઆ સોને રૂપેં નાંણે,
સોંપ્યો શ્રીને જ્યારે પ્રાણુ, ઇચ્છારામજી એં એંધાણુ. ૫૫
ગુર્જરખંડમાં એ પંડ ઉદતાં, અધણું કીધું પુન્ય રે,
ત્રણુતન પણુ ત્યાંહા પાસે હુતા, ન રહી એકે ન્યુન,

ન રહી એકે ન્યુન તે કોય વાતે, નરસું ન થયુ એહેની જાતે,
પધાર્યા પોતે કીરતન ગાતાં, ગુર્જરખંડમાં એ પડ ઉતાં. ૫૬
કેટલો વિસ્તાર કરૂં વાણીએ, કોઇથી નવ કહેવાય રે,
રાજ્ય અધિકારી રૂપવંતને પૃથ્વીમાં પકાએ,
પૃથ્વીમા પંકાય તે પોતે, ગુણ ગુણ ઘણો લાધે નહી ગોતે,
મુખ્ય ગુણ ભક્તિ માર્ગ જાણીએ, કેટલો વિસ્તાર કરૂં વાણીએ ? ૫૭
નામાંકિતપણુ ત્રીકમદાસનું, વરણવું શુ વધુ ગાથ રે,
અવધિ પ્રમાણે ભોગવુ સરવે, અચળ પુણ્ય છે સાથ,
પુણ્ય છે સાથ તે ઘણું, પછવાડે સુખ છે પ્રજાનણું,
અંત રેહેવું કીધુ વૈકુંઠવાસનું, નામાંકિતપણુ ત્રીકમદાસનું. ૫૮
હેતે હરિ સ્વીકારી હુંડી, મુડી મજે નમળરે,
કુવરબાઇના કારજમાહે, પ્રભુ પુર્યાં પટકૂળ,
પુર્યાં પટકૂળ તે જઇ સાથે, હરિએ હાર ઘાલ્યો લઇ હાથે,
એવી કૃપા અંતરની ઉંડી, હેતે હરિ સ્વીકારી હુંડી [૮] ૫૯
નક્ર[૯]નુ શીશ ચક્રથી કાપી, મુકાવ્યો માતંગરે,[૧૦]
દુ ખદારિદ્ર હર્યું દ્વિજ[૧૧] કેરૂં, ધ્રુવને રાજ્ય અભંગ,
ધ્રુવને રાજ્ય અભંગ તે આપ્યુ, પ્રહલાદનું કષ્ટ પિતાથી કાપ્યુ,
કઠણ પાપીને પદવી આપી, નક્રનું શીશ ચક્રથી કાપી.[૧૨] ૬૦

ઇતિશ્રી ગુર્જર ભક્ત ચરિત્રામૃતે રેવાશંકરકૃત ત્રીકમદાસનું ચરિત્ર એ નામનો ખંડ બીજાનો અધ્યાય ૧ લો સમાપ્ત.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

---

૮ કવિએ પૂર્વજ નરસિંહ મહેતાને પ્રભુએ સહાય કરી તેમ ત્રીકમદાસને પણ કરી–એ કહીને સભાર્યા છે ૯ નક્ર એટલે ગ્રાહ–મુડ ૧૦ માતંગ એટલે હાથી ૧૧ દ્વિજ તે સુદામો ૧૨ ગ્રંથ અપૂર્ણ મળ્યો છે, તેથી પૂર્ણાહુતિનો વાક્ય છાપ્યો નથી.

# અધ્યાય ૨ જો

## ભવાનીદાસનું ચરિત્ર

તબ જાન્યો નિરધાર, અધમ ઉધારન હે હરિ,
પરબત કુળ અવતાર, દીનોં ત્રીકમદાસકોં. ૧
ત્રીકમ તમ કરૂણા વિના એ કુળ અવતાર,
પ્રાપ્તિ કયાં થકી દાસને પરબત પરિવાર. ૨

વૈષ્ણવ કુલ શિરોમણિ પરબત મહેતા પછી, તેની પાંચમી પેઢીએ શ્રીકંઠના પુત્ર સારંગધર ઘણા જ વૈષ્ણવ હોઇ, તેણે પણ પદ કીર્તનો કરેલ છે. તેઓ જુનાગઢમાં મરવાના થયા ત્યારે "હમણાં નહિ" એમ બોલી, ભાનમાં આવ્યા ને સાજા થયા. તે પછી તેમણે શ્રીદ્વારિકા જઇ ગોમતી કંઠે દેહ મુકી. એ કોટીના ભીષ્મપિતામહ જેવા "ઇચ્છા-મરણી" ભક્ત તેઓ થઇ ગયા છે.

આ સારંગધરના ભાઈ સદાફળથી ચોથા એટલે પરબત મહેતાથી નવમા પુરૂષ વલ્લભદાસ કરીને થઈ ગયા. તે સાધારણ ગૃહસ્થ હતા તથા માંગરોળથી આવી જુનાગઢ રહેલા હતા. આ વલ્લભદાસના પુત્ર ભવાનીદાસ, તે આપણા ચરિત્રના નાયક ત્રીકમદાસના પિતા થાય.

આ પ્રમાણે સ્થિતિ હોઇ, પેઢી દર પેઢીથી "વૈષ્ણવતા"ની છાપ પામેલા ભગવત્‌ભકતોના સાત્વિક કુળમાં ત્રીકમદાસનો જન્મ થયો હતો. પણ તેનું ચરિત્ર શરૂ કર્યા પહેલાં આપણે ભવાનીદાસનું વૃત્તાંત થોડું ઘણું આ સ્થળે લખવું ઉચિત છે; કારણ કે આ કુટુંબનો શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે પ્રથમ સંબંધ બાંધનાર ભવાનીદાસ જ હતા, તથા એ સંબંધને લઇને જ ત્રીકમદાસ પોતાના પિતાના મરણ બાદ, અમુક વખતે શ્રીમંત ગાયકવાડ સરકારની નોકરીમાં જોડાઇને, ઉત્તરોત્તર આગળ વધેલા તથા મુલુકગીરી મજમુદાર (કામદાર) કાયમ રહી પોતાના વંશને પણ તે દરજ્જે સ્થાપવા શક્તિમાન્ થયા.

*શાહજહાનાબાદ એટલે દીલ્હીમાં ફરૂખશીયર બાદશાહની વાંસે જ્યારે મહમદશાહ બાદશાહ તખ્ત ઉપર બેઠો, (ઈ. સ. ૧૭૨૧–૨૨) ત્યારે તેણે અગાઉના જોર પામી ગયેલા સૈયદહસનઅલી અને અબ્દુલાખાનને મહાત કરવા સારૂ નવાબ નીઝામ અસફજાહાં બહાદુરને પોતા પાસે વઝીરાતમાં તેડાવી રાખેલા હતા. તેઓએ પોતાની હકુમત નીચે દક્ષિણમાં હૈદરાબાદ ઔરંગાબાદના સુબાજાગીરના ઓદ્ધા બહાલ છતાં, તે દિવસથી અમદાવાદનો સુબો પણ પોતાની તરફથી રાખેલો. તેના જ પેટામાં જુનાગઢની એક સરકાર હુકમત હતી તથા તેજ જગ્યાએ પોતા તરફના અમીર મીર ઈસ્માઈલિને અમલ હુકુમ ઉપર મુકેલા.

આ વખ્તમાં હીંદુસ્તાન, માલવા, ગુજરાત ચારે તરફ મરાઠા લોકોનો ઉપાડો ચાલતો આવેલ, પણ હજુ બાદશાહી અમલનો નમુનો સર્વત્ર બાહાલ હતો.

## ભવાનીદાસ અને મીર ઈસમાઈલિ

આ વખ્તે જુનાગઢમાં નાગર તથા બ્રહ્મક્ષત્રી લોકોની કોમમાં, કાબીલ સખસો, બાદશાહી દાબ રીવાજ જાણે તેવા ઘણા હતા. તેમાંના કેટલાક છોટા મોટા કામના ઓધા ઉપર રહેતા. તેમાં નાગર વડનગરા વૈષ્ણવ અવટંક મહેતા ભવાનીદાસ વલભદાસ, જેઓ હીંદી, ફારસી, મજલસી ઇલિમના જાણકાર તથા પોતાની જ્ઞાતિમાં જાહેર ગણતીના પુરૂષ હતા. વિશેષે સર્વેશ્વરે ઋણાનુબંધ યોગ કરતાં તેને લીધે મીર ઇસ્માઇલ પાસે, તેની અધિક દખલગીરી થતાં, ચડતે ચડતે તેનો પાલખી, ચોબદાર પર્યંત આબરૂથી કુલકારભારનો અખ્તીયાર થયો, તે જુનાગઢના અહેવાલમાં પ્રસિદ્ધ છે; તથા ઓધા ઉપર કામ કરતે પોતાના ધણી મીર ઇસ્માઈલિ સાથે રહીને અમરેલી નજીક લડાઈમાં મીર ફકરૂદીન તથા આકાલીખાનને હરાવવામાં ભવાનીદાસે ઘણી શૂરવીરતા તથા પરાક્રમ બતાવેલાં (સને ૧૭૨૩–સં. ૧૭૮૯.)

---

* બેટ બાવનીના રચનાર રઘુનાથરાયના શબ્દોમાં આ હકીકત આપી છે, તેથી ભાષા જરા જુની લાગશે.

## નિઝામ-ઉલ-મુલ્કની સાથે મેળાપ

સને ૧૭૨૨ ના અરસામાં મીર ઇસ્માઇલની સુબાગીરી બંધ થવાની અફવા જાહેર થતાં સુબાગીરીના બંદોબસ્ત સારૂ મીર ઇસ્માઇલે પોતે જુનાગઢ રહી, ભવાનીદાસને વઝીરસાહેબ નવાબ નિઝામ અસફજાહાં બહાદુરની હજુરમાં મોકલ્યા. તે વખત તેની બેઠક ઉઠક, અદબ, આદાબ તથા વાતચીતના પ્રસંગથી વઝીર સાહેબ ખુશ થયા તથા ત્રણ ચાર માસ પર્યંત ત્યાં રહી, કામ પુરૂં થયે મીર સાહેબના નામની નવેસર સનદ હાંસીલ કરી દેશમાં આવવા રજા લીધી, ત્યારે રજા ન આપતાં વઝીર સાહેબે તેને રોક્યા તથા હજુરમાં આવતા જતા રહેવા હુકમ કર્યો.

તે પછી વઝીર સાહેબ નવાબ નીઝામને વઝીરાતનું કામ પડયું મુકી, પોતાની જાગીરના ઉપર લખ્યા સુબા તરફ જવું થાતાં, ભવાનીદાસને પણ તેની સાથે જવું હતું, એટલે જુનાગઢ ખુશીના ખબર જાસુસ સાથે પહોંચાડી, પોતે નવાબ નીઝામ સાથે હૈદરાબાદ તરફ ગયા. નવાબ નીઝામ સાથે ચંદ રોજ રહી, તેની રીયાસત બહુ દૂર પલ્લે હોવાથી જો વતનમાં નાની મોટી નોકરી જડી આવે તો વધારે ઠીક, એ આશાએ દેશમાં આવવા રજા માગી, ત્યારે નવાબ નીઝામે ફરમાવ્યું કે, "ભવાનીદાસ! તારી પાસે હું કંઇક માગુ છું." ત્યારે ભવાનીદાસે અદબથી ઉત્તર દીધો કે, "આપ માગો એવું મારી પાસે શું છે?" ત્યારે નીઝામે કહ્યું કે, "તું મારી હજુરમાં રહે." ભવાનીદાસે અરજ કરી કે, "હું આપનો જ છું; પણ હાલ મને રજા આપો, કારણ જેની તરફથી મને આપની મેહેરબાની હાંસીલ થઇ છે, તે મીર સાહેબની રજામંદી લઇ આપની હજુરમાં આવું, તે વધુ મુનાસબ." આ વાત નીઝામ સરકારને પણ પસંદ આવતાં રજા આપી રવાના કર્યા, તથા જ્યારે સુરત પહોંચ્યા ત્યારે ત્યાં પણ ભવાનીદાસે ખાન સાહેબ રૂસ્તમ અલીખાન બહાદુરની મુલાજમત હાંસીલ કીધી તથા તેણે

પણ તેવી જ ખાતરદારી કીધી. ત્યાંથી રજા લઇ જુનાગઢ આવી મીર સાહેબને મળી નવેસર બહુ માન સરફરાજી તેઓ પામ્યા.

થોડા વખત બાદ તે સૂબા ઉપર મીર સાહેબનો અમલ બંધ થયો, ત્યારે ભવાનીદાસને નાઉમેદ થયા જોઇ મીર સાહેબે કહ્યું કે, " તું મારી ભેળો હૈદરાબાદ ચાલ; ત્યાં તને અહીં કરતાં પણ વધારે આબરૂ ઇજ્જતથી નીભાવણી થઇ આવશે." તે સમયે હૈદરાબાદ બહુ દૂર પલ્લે રહ્યું, તેથી સાથે તો ન ગયા, પણ આગળ ઉપર જરૂર પડે તો એમ ધારી, મીર સાહેબને અરજ કરી કે, "આપને હું વિનતિ કરૂં ત્યારે, બદસ્તુર મેહેરબાનીની રાહે યાદ લાવી જવાબે સરફરાજ કરવો એટલે હું આવીશ."

જુનાગઢમાં થયેલ નવા અમલમાં, જો કે ભવાનીદાસને સરકારી જુનું પ્રતિષ્ઠિત માણસ જાણી આનમરતઓ હતો તથા કોઇ વખત તેને મોટી સલાહમાં પણ બોલાવતા, તો પણ પોતાની આબરૂ પ્રમાણે બેકારીમાં પ્રતિષ્ઠા પ્રમાણે ખર્ચ હતો; તેથી બહારનો રોજગાર મેળવવાની ઇચ્છાથી ગોદાવરીની યાત્રાને બહાને, વર્ષ ૭ મહીનાની રજા લઇ, પ્રથમ ડાકોર જઇ, રેવા સ્નાન કરી, સુરત ગયા. ત્યાં જ નવાબ રૂસ્તમ અલીખાન બહાદુરે તેમને રોકી પાડ્યા તથા પોતા પાસે ખાનગી કારભારી પદે તેને રાખ્યા. એ રીતે એકાદ વર્ષ કામ કર્યા પછી પોતાના કુટુંબમાં લગ્ન હોવાથી રજા લઇ જુનાગઢ આવ્યા.

## પીલાજીરાવ ગાયકવાડ સાથે મેળાપ

નવાબ રૂસ્તમઅલીખાં આ અરસામાં લડાઈમાં મરાયાના ખબર ભવાનીદાસને મળતાં, હૈદરાબાદ પોતાના અહેવાલના કાગળ લખી, પાસેના અંગી માણસને મોકલતાં, તુરત હાજર થવા સારૂ સરકારી મોહોર સીકા સહિત કાગળ સાદર થયો; એટલે તુરત નવાબ નીઝામુલમુ'કની હજુરમાં જવા ઇરાદો રાખી જુનાગઢથી ચાલી નીકળ્યા. ગુજરાત ખાનદેશમાં જઇ ની 'મની રીયાસતમાં જવા‐ે કરતાં. દક્ષિણથી શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડ

મહારાજ, ગુજરાત દેશ સર કરવા સારૂ સામગ્રી ફોજના જમાવથી પ્રથમ ઈ. સ. ૧૭૧૯માં સોનગઢનો કીલ્લો હસ્તગત કરી, ત્યાં મુકામ રાખી અમલ વધારવાની તૈયારીમાં હતા, ત્યાં ભવાનીદાસનું જવું થાતાં, તેમના મનમાં થયું કે મરાઠા લોકોની ચડતી થતી આવે છે, ત્યાં તાકડે આ મોટા સરદારનો વાટમાં સહેજે યોગ થઈ આવ્યો તેથી તેઓની ભેટ લેતા જવી. તે પ્રમાણે ભેટ લેવા જતાં ખબર અંતર પુછવાથી તેણે પોતાનો અહેવાલ કહેતાં શ્રીમંતે ફરમાવ્યું કે, "એક દિવસ વધુ રોકાઈ અમારી નજરે નીઝામ સરકારનો તમને બોલાવ્યાનો લેખપત્ર આવેલ છે તે નજર કરી પછી સીધાવો."

તે પ્રમાણે બીજી મુલાકાતે તે લેખ નજર કરતાં તે લેખ નીઝામ સરકારનો છે એમ ખાત્રી થયાથી, શ્રીમંતને પણ મોટી ઉમેદો હતી, તેથી આગળ ઉપર આવું માણસ બહુ જ ઉપયોગી થઇ પડશે એમ લાગ્યાથી તેણે કહ્યું કે, તમને તમારી યોગ્યતા પ્રમાણે ગુજરાત મળશે અને અમારી પાસે રહો. તે વખતે–મરાઠી રીયાસત ચંદ્રની કળા માફક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે અને હિંદુ રાજ્ય છે, વળી અનાયાસ આમ રીજક આવે છે તેને ઠેલવું તે ઠીક નહિ તથા આગળ ઉપર જરૂર પડશે તો નીઝામ સરકાર તો છેવટ 'આપ્યાનો ભેરૂ' છે જ, પણ હાલ તુરત ઇશ્વિર પ્રેરણાથી આ યોગ રોજગારનો થઈ આવે છે અને તે પણ પોતાના વતનથી બહુ દૂર નથી, જ્યારે હૈદરાબાદ તો બહુ દૂર પલ્લે આવેલું છે—આમ બધી રીતનો વિચાર કરી ભવાનીદાસે શ્રીમંતની આજ્ઞા માથે ચઢાવી લીધી તથા વિનંતી કરી કે, "આપ દિગ્વિજય કરવા ધારો છો તેમાં મારા જેવા બહકે મારાથી ચડે તેવા મુત્સદી કાબેલ ઘણા સખસો આપ પાસે આવી રજુ થશે. તેમાં પ્રથમ મતી બ્હાલ ગ્રહ્યાનું બીરદ નીભાવવું એ આપ શ્રીમંતના હાથમાં છે." તે ઉપરથી શ્રીમંતે પકી દીલાસેથી ખાત્રી કરી પોતા પાસે ખાનગી કારભારી તરીકે ભવાનીદાસને રાખી લીધા.

## કાઠિયાવાડમાં ચોથની ઉઘરાણી

તે પછી અમુક વખત બાદ ફોજ ગુજરાત તરફ વધતી તથા ચૌથ ઉઘરાવતી ઉઘરાવતી સોરઠ પ્રાંતમાં ઉતરી. આજુબાજુનો કંઇક દંડ-ખંડ કરી મુખ્ય જુનાગઢે આવી છાવણી કીધી. ત્યાં થોડી ઘણી લડાઈ ચાલી, દિવસ ગતિ ઘણી થઇ તથા લોકોને ઘણી હાડમારી પડવા લાગી, ત્યારે ભવાનીદાસના એક મિત્ર નામે મોહનલાલ ઠાકોર, જુનાગઢમાં ચુકવણું કરવા *નવાબ સાહેબ પાસે જુમ્મો ઉઠાવી ફોજમાં ગયા, તથા ભવાનીદાસ મારફત શ્રી. પીલાજીરાવને મળ્યા તથા સમજાવ્યા કે—"જુનાગઢનું રાજ્ય નાનું, તેનાથી આપની ફોજનો ખર્ચ ખરાજાત કેમ ઉપડે તથા આપ તો જુજવા મુલકના ધણી છો, તે એક ઠેકાણે અડ ઝાલી બેસો તે ઠીક નહીં" વિગેરે... તે ઉપરથી છેવટે જુનાગઢમાં ચૌથનો બંદોબસ્ત કરી, ચૌથ ભાગ વસુલ બદલ માણસો મુકી ફોજ ઉપડી ગઇ તથા ફોજ ખર્ચ બદલ ભવાનીદાસે શ્રીમંત મહારાજા સાહેબને વિનંતી કરી કે—"આ પ્રાંતમાં તુરત ખંડણી સંસ્થાનોનાં ગુંજાયશ મુજબ ભેળી થવી જોઇએ." પછી ફોજ તુરત ચારેમેર ફરતી ફરતી પ્રથમ નવાનગર વિગેરે મોટાં સંસ્થાનોનો, તેની ગુંજાયશ પ્રમાણે આંકડા મુકી ફેસ લોનકી કરી, પછી કુલ તાલુકા તપાની જેમ યોગ્ય લાગી તે પ્રમાણે ખંડણી ચુકવતી થઇ, ફોજ ખર્ચ પાર પાડયું. એ રીતે પ્રાંત કાઠિયાવાડની મુલકગીરી જમાબંધી મજમુદાર તરીકે પ્રથમ મેતા ભવાનીદાસ હસ્તું લેવાણી.

### દામાજીરાવ ગાયકવાડ

ઇ. સ. ૧૭૩૨ માં શ્રીમંત પીલાજીરાવ મહારાજ ડાકોર મુકામે દગાથી મારાના હાથે ખંજરના ભોગ થઈ કૈલાસવાસી થયા. તે પછી શ્રીમંત દામાજીરાવ મહારાજ ગાદી ઉપર આવ્યા (ઇ. સ. ૧૭૩૨ થી ૧૭૬૮). તેના

* ઈ. સ. ૧૭૧૯માં જુનાગઢમાં "નવાબ" ન હોવા, કારણ કે શેરખા બાબી (સંવત ૧૮૦૪ માં) ઈ. સ. ૧૭૪૮ માં સ્વતંત્ર થયા; તોપણ અત્ર માનાર્થે "નવાબ" એ શબ્દ વાપર્યો છે.

વખતમાં પણ ભવાનીદાસ તેના તે હોદ્દા ઉપર હતા અને તે વખતના તવારીખ પ્રસિદ્ધ કામોમાં પણ તે ભેળા હતા. તેના ઉપર જેવી શ્રી. કૈલાસવાસી પીલાજીરાવ મહારાજની મમતા હતી તેવી જ મમતા શ્રી. દામાજીરાવ મહારાજની હતી તથા દરેક ગુહ્ય મસલતમાં પણ પુછવા પાસે રાખવા પર્યંત ભરોસો હતો.

## ભવાનીદાસની સંતતિ

ભવાનીદાસને પહેલી સ્ત્રીથી એકજ પુત્ર સંતોકરામ થયેલ તથા તે વહુ નાની અવસ્થામાં ગુજરી જતાં, પોતે બીજીવાર લગ્ન કરેલું. આ સ્ત્રીથી તેને ત્રણ પુત્ર થયા હતા. મોટા તાપીદાસ, લક્ષ્મીદાસ તથા સૌથી નાના ત્રીકમદાસ. આ ત્રણે પુત્રો નાની કાચી વયના હોવાથી, તથા પોતાના મોટા પુત્ર સંતોકરામ, જો કે વયવાન હતા તો પણ સ્વભાવે સાદા અને હરિભક્ત હોઇ, કામકાજમાં બહુ જીવ રાખતા નહીં હોવાથી, પોતાની પશ્ચાદવસ્થામાં કોઈ અંગી પોતાનું માણસ દૂર પરદેશમાં સાથે હોય તો ઠીક એમ ધારી, ભવાનીદાસે પોતાની સગી બહેનના પુત્ર (એટલે પોતાના ભાણેજ,* ભાણજી ભાઇ લાહોરીદાસ વસાવડા (હાલના સર લલ્લુભાઇ શામળદાસના વડવાને) પોતા પાસે તેડાવીને રાખેલા હતા તથા કામકાજમાં તેને પાસે રાખી તૈયાર કર્યા હતા. ભવાનીદાસ વચ્ચે વચ્ચે કાઠીઆવાડમાં આવતા પણ તેણે વિશેષે રહેણાક નોકરી અંગે ગુજરાતમાં રાખી હતી; ત્યાંથી સંવત્ ૧૮૦૨ની સાલમાં કાંઇ સરકારી કામ પ્રસંગે તેને દક્ષિણમાં તળેગાંવ મોકલવામાં આવ્યા ત્યારે સુબેદાર સાહેબ (દામાજીરાવ મહારાજ)ની હજુરમાં ભાણજીભાઇને રાખી પોતે તળેગાંવ ગયા; ત્યાં તેને તાવની સખ્ત બીમારી થઇ આવ્યાથી તેમણે વૈકુંઠવાસ કર્યો. (ઇ. સ. ૧૭૪૬).

---

* અનતજી દીવાનના જીવનચરિત્રના લખનારને ભાણજી ભાઈ તથા ભવાનીદાસ વચ્ચે શું સગપણ હતું, તે માલુમ નહિ હોવાથી, તેણે પોતાની વંશાવલીમાં એ બેનો સંબંધ બતાવ્યો નથી; પણ ઉલટું કોઈ ત્રાહિત માણસ હોય એવું દર્શાવ્યું છે.

## ઇષ્ટ દેવતા-મુરલીધર

આ તળેગાંવ દાભાડે કુટુંબની સરંજામી જહાંગીર હતી અને દાભાડે કુટુંબ સતારાના મહારાજાઓના સેનાપતિને હોદ્દે હોઇ, ગાયકવાડ કુટુંબ તો તે વખતે દાભાડે કુટુંબના પણ સુબેદાર દરજ્જે હતું. આ કારણને લઇ શ્રી દામાજીરાવ મહારાજને વખતોવખત તળેગાંવ કામ પડ્યા કરતું હોવાથી, કોઇવાર ભવાનીદાસને પોતા સાથે લઇ જતા અને કોઇવાર ભવાનીદાસને એકલા તળેગાંવ મોકલતા.

જ્યારે ભવાનીદાસ તળેગાંવ જતા ત્યારે કોઇ એક અપુત્ર પણ સુપાત્ર ભક્ત દક્ષિણી વિધવાબાઇના ઘરમાં ઉતરતા. આ બાઇને ત્યાં શ્રી મુરલીધરના સ્વરૂપની સેવા હતી. આ બાઇએ ભવાનીદાસનાં વૈષ્ણવતાના આચારવિચાર તથા ભાવ જોઈ, પોતા પછવાડે કોઇ સેવા સોંપવા જેવું સગું નહિ લાગ્યાથી ભવાનીદાસને તે સ્વરૂપ સેવા કરવા માટે સોંપ્યું, ત્યારથી તે સ્વરૂપ ભવાની-દાસના વંશજોને માથે પધાર્યું. ભવાનીદાસના ગુજરવા પછી તે સેવા ત્રીકમદાસને ભાગે આવી હતી. (હાલ તે સ્વરૂપ તેના અંગના મંદિરમાં જુનાગઢમાં કીંગ્ઝરોડ ઉપર વ્રજદાસભાઇ જેઓ ત્રીકમદાસના પૌત્ર થતા-તેની બ્રહ્મપોરીમાં બીરાજે છે.)

આ સ્વરૂપની વિશેષતા એ છે કે તેને દક્ષિણની પ્રણાલિકા પ્રમાણે બન્ને બાજુ એક એક એમ બે સ્વામીનીજીનાં સ્વરૂપો ત્યાંથી સાથે આવેલાં તે બીરાજે છે. જ્યારે આ તરફની પ્રણાલિકા માત્ર એક જ સ્વામીનીજીનુ સ્વરૂપ હોવાની છે.



## અધ્યાય ૩ જો

### ત્રીકમદાસનું ચરિત્ર

હરીભક્ત પણ લાજને લીધે, હીરકણી લઈ હાથરે;
ઉમેતા ભ્રાને પ્રાશનને ગાહે, તાંહાં આવીયા પરબતનાથ;
પરબતનાથ તે આવી, સાહે થયા સરવ સીપાઈ જગાવી;
સાક્ષપુરે સહુ પરશન કીધે, હરિભક્ત પણ લાજને લીધે. ચંદ્રાવળા ૩૭

### બાલ્યકાળ

આગળના અધ્યાયમાં કહ્યું છે તેમ ત્રીકમદાસ, ભવાનીદાસના સૌથી નાના પુત્ર હતા. તેની માતા પણ, પોતાને બાળક મુકીને ગુજરી ગયાથી તથા ભવાનીદાસની પરદેશમાં નોકરી હોવાથી, ત્રીકમદાસને તેની ભાભી (સંતોકરામનાં વહુ)એ સાચવણી કરી ઉછેર્યા હતા.

### શિક્ષણ

તેઓએ તે જમાનાને અનુકૂળ કેળવણી પુરેપુરી લીધી હતી એટલે કે તેઓ સંસ્કૃત, ફારશી, દક્ષિણી, અને વ્રજભાષામાં નિપુણ હતા તથા પીંગળ શાસ્ત્ર પણ ભણેલા હતા. તેની સાથે તેઓ મહાચતુર, બુદ્ધિવાન અને પુરા મુત્સદ્દી હોઈ, સમયને વરતી સલામતીથી આગળ પડી જાણતા હતા. શરીરે તંદુરસ્ત, દેખાવમાં ખુબસુરત અને કદાવર હતા; પણ આ બધા કરતાં વિશેષ નોંધવાલાયક તો એ છે કે તેઓ પરમ ભાગવત હતા. પ્રભુમાં અત્યંત શ્રદ્ધા અને ભક્તિ તેના જેવી કોઈની ભાગ્યે જ હશે.

પોતે સૌથી કનિષ્ઠ બંધુ હોઈ ઘર આગળ રહી વ્યવહાર જાળવતા હતા અને પહેલવહેલું, શ્રીમંત ગાયકવાડ સરકાર હજુર વડોદરે સંવત્ ૧૮૩૧ ના અરસામાં નીચેના સંજોગોમાં તેઓનું જવું થયું હતું.

## ભાણજીભાઈનો ઇતિહાસ

ભવાનીદાસની પછી તેની સાથે અંગી માણસ તરીકે તેના ભાણેજ ભાણજીભાઈ ભેગા હતા. તે ભાણજીભાઈને શ્રીમંત દામાજીરાવ મહારાજે ખાનગી કારભારીની જગ્યાએ નીમ્યા. સંવત્ ૧૮૨૪ માં શ્રી. દામાજીરાવ મહારાજ કૈલાસવાસી થયા બાદ શ્રીમંત મોટા સયાજીરાવ મહારાજના વખતમાં પણ ભાણજીભાઈ કારભારીની જગ્યાએ નીમાણા. ગાયકવાડની રાજધાની સિદ્ધપુર–પાટણમાં હતી. તે મોટા ફતેહસિંહરાવ મહારાજે (જેઓ "મુતાલીક"–regent હતા) ફેરવી વડોદરામાં રાજ્યધાની સ્થાપી. તેમની ભાણજીભાઈ ઉપર સંપૂર્ણ કૃપા હતી. એક વખત શ્રી. ફતેહસિંહરાવ મહારાજે ભાણજીભાઇને ભવાનીદાસના ઘર પરિવારની હકીકત પુછતાં, સત્યપ્રિય અને ન્યાયી ભાણજીભાઇએ ભવાનીદાસની ચાકરીથી માંડીને સર્વ હકીકત કહી. તે ઉપરથી ભવાનીદાસના પુત્રોને તેડાવવા શ્રીમંતની આજ્ઞા થતાં તાપીદાસ તથા લક્ષ્મીદાસ બન્નેને હજુર રૂબરૂ બોલાવ્યા તથા ત્રીકમદાસ કનિષ્ઠ હોવાથી ઘર આગળ રહ્યા હતા. તાપીદાસ તથા લક્ષ્મીદાસ, ભાણજીભાઇ પોતાના વડીલ થાય તેથી તેની તળે રહી હજુર કામ કરતા હતા. અને ભાણજીભાઈ તેઓને નાને મોટા ગણી પોતે મુખ્તારકાર હતા, તોપણ સર્વ કામ તાપીદાસની સલાહે કરતા. સંવત ૧૮૨૯–૩૦ લગી ભાણજીભાઇનો કારભાર ઉત્તમ પ્રકારે ચાલ્યો અને તે વર્ષમાં તેના મરણબાદ સં. ૧૮૩૦ માં શ્રીમંતે પાછો કારભાર તાપીદાસને સોંપ્યો.

### તાપીદાસની એકનિષ્ઠ સેવા

આ વખતમાં આરબ જમાદાર અલી હબલીન તાપીદાસના બહાદર થયા હતા, અને અંતે આરબ જાત તેથી પોતાને કાંઉવર જાણી બ્હેકાટ ઉપર આવ્યા હતા. આ ઉપરથી શ્રીમંત મહારાજા સર્વને તથા અલી હબલીનને બહુ તાંણુ પડી અને શ્રીમંતે તે જમાદારને દૂર કરવાને વીચાર્યું.

તાપીદાસને લાચારીએ દુતરફા (આરબ બહાદરની અને શ્રીમંતની)

મરજી સંપાદન કરતાં, સરકાર મરજીમાં અંતરાય પડવા લાગ્યો, તથાપિ શ્રીમંતે એકાંતમાં તાપીદાસને તેડાવી સંભાળવા કહ્યું, ત્યારે નીખાલસપણે ધણી આગળ સઘળી હકીકત ઇત્થંભૂત કહી સંભળાવી. પોતાની મુંઝવણનો સર્વ અહેવાલ નીવેદન કર્યો અને અંતે એટલું કહ્યું કે, "મારી તદબીર આ વાતમાં પ્હોંચતી નથી, પરંતુ મારો કનિષ્ટ બંધુ ત્રીકમદાસ કરીને છરણગઢ છે, તે અત્યંત નજર પ્હોંચ તદબીરકાર પુખ્ત છે. તેને તેડાવો તથા તેની ચાલ જોઇ મહારાજા પણ પ્રસન્ન થશે અને સર્વ વાતનો બંદોબસ્ત પણ ઠીક થઇ જશે." એ રીતે ધણી તથા ચાકર વચ્ચે નીખાલસપણે બોલવું થયા પછી ત્રીકમદાસને તેડાવ્યા અને લક્ષ્મીદાસ વ્યવહાર જાળવવા માટે જુનાગઢ ગયા.

## ત્રીકમદાસની ચઢતી

સાંસારિક અવરોધને લઇ જરા વિલંબને અંતે જ્યારે ત્રીકમદાસ વડોદરે પહોંચ્યા, ત્યારે ખટપટને લઇ મામલો વધુ બીગાડ ઉપર હતો. ત્રીકમદાસે આવી શ્રીમંતની ભેટ લીધી ત્યારે શ્રીમંતે કહ્યું કે. "તમારા ઘરમાં તમે વિશેષ બુદ્ધિવાળા છો જાણી તેડાવ્યા પણ વાત વધી ગઇ છે; તે પછી તમે આવ્યા છો. હું જાણું છું, વહેલા આવ્યા હત તો આટલા સુધી વાત વધવા પામત નહીં. પણ આરબો જોર પકડી ગયા છે તે કાબુમાં સહેજે આવે તેવું નથી." એ પ્રમાણે આવ્યા ત્યારથી જ સરકાર હજુરમાં વખતો-વખત આવવા જવાનો પરિપાટ સંપૂર્ણ પડવા લાગ્યાથી તેની ચાલ, કેવળ મુત્સદ્દીપેશા, ગરીબી, આર્જવ, બોલવે ઘણા કુશળ, ચાણુપણુ અતિશય—તે બધું જોઇ શ્રીમંત ફત્તેહસિંહરાવની પણ તેના ઉપર ખુશ મરજી તથા નજર બહુ રહેવા લાગી.

## રાજકીય આફત

તાપીદાસ માંહેથી તો આરબ જમાદારના ઉપાડાથી કાયર, પણ તેનાથી છુટી નિરાળા થઈ શકે તેવું હતું નહિ. આ પ્રસંગે વળી તેના કારભાર

સામે બીજી તરફ દક્ષિણી મંડળે પણ—લાંબા વખતથી ચાલતા આવેલા તાપીદાસના કુટુંબના કારભારની ઈર્ષ્યાથી—તાપીદાસને અળસાવવા તથા તેનો એક પણ આસામી સરકારમાં રહેવા ન પામે એવી ખટપટ શરૂ કરી હતી; આખર પરિણામ એ આવ્યું કે શ્રીમંતે આરબોનો દોર તોડવા સં. ૧૮૭૨ માં સૈયદઅલીની હવેલી ઉપર હલ્લો કરી, જમાદાર મજકુરને પકડી જીવથી મારી તેનાં ઘરબાર લુંટયાં અને તાપીદાસને પકડી મંગાવી કેદ કરવા ફરમાવ્યું. તે સમય જરા ત્રીકમદાસ સામું જોઈ શ્રીમંત એટલું બોલ્યા કે "એ તો તાજો આવેલ છે–નિર્દોષ છે." પણ ભાઇ ભાઇથી કાંઈ જુદા ન હોતા, તેથી ભાઇને મદદરૂપ થાવા ત્રીકમદાસ પોતાથી કેદમાં સાથે ગયા, તેથી બેઉને બંદીખાને રાખ્યા અને ગોવીંદ ગોપાળ શેણવી (ઉર્ફે ગોવીંદ પંત મામા) એ અંતોજી નાગેશવતી વરસદી કારભાર ચલાવ્યો અને પછી સ્વતંત્ર રીતે કારભારી થયા.

શ્રીમંત મહારાજા સાહેબ પોતે કદરદાન, તેમાં વળી તાપીદાસના વડીલની જુનવટ ચાકરી ઉપર એની નિગાહ વિશેષ, તાજેતર ત્રીકમદાસની અનન્ય રાજ્યભક્તિ ધ્યાનમાં, તેથી યત્કિંચિત્ તાપીદાસની ચુક ઉપર, લોકોને દેખાડવા જાહેરપણે ગુસ્સાનો દેખાવ કરતા તથા એ બાંધવને બંદીખાને કેટલુંક રાખ્યા, પણ ખાનગી રીતે કોઇને ખબર ન પડે તેમ બરદાસ્તથી સુરત રાખવા ચોકીના મુખ્ય માણસને પોતે ભલામણ કરેલ, તથા અંતરની એવી ઈચ્છા ખરી કે જુનાં એ માણસને સરકારથી ખાર જ ન કરતાં નવેસર ત્રીકમદાસ ઉપર સરફરાજી કરી તેનો જુનો દરક–વડીલોપાર્જિત કાઠિયાવાડની મુલુકગીરીના કામનો–તેને સ્વાધીન નિરંતર રાખવો.

આ પ્રમાણે શ્રીમંત મહારાજ ખુદને બહુ વિરોધ ન હતો, પણ કારભારી ગોવિંદપંત મામાને તાપીદાસનો છુટકો થવા દેવો ન હતો અને તે જેમ ધારે તેમ કરે એવું તેનું ચલણ હોવાથી, તાપીદાસ તથા ત્રીકમદાસને જ્યારે

બંદીખાનામાં બહુ કષ્ટ પહોંચવા લાગ્યું ને દિવસ ગતિ પણ અધિક થવા લાગવાથી, વાત વિષ્ટિ ચલાવે તેમાં દંડ આપી ખુલાસો કરી લેવામાં આવે. પણ પોતાથી ન ભરી શકાય તેવું કારભારીએ દંડનું નામ પગ્યાનું સાંભળવાથી, બીજું કાંઇ ન સુઝતાં સડી સડીને મરવું તેના કરતાં હીરાકણી ચુસી દેહપાત કરવાનું બે એ ભાઇએ નીરધાર્યું.

આ વખત ત્રીકમદાસ મહાભક્તિવાન હોવાથી તથા પ્રભુ પ્રત્યે તેનો દૃઢ આશ્રય હોવાથી તુરત જ કાંઇક ભગવદાભાસ બંદીખાનામાં થઇ આવતાં, હરકોઇ પ્રકારે પ્રભુ ખુલાસો કરશે માટે ગભરાવા કારણ નથી, એવી દૃઢ મતિ લાવી, તાપીદાસને તેણે કહ્યું કે, દેહપાતનો કાચો વિચાર ન કરતાં ફરી પ્રયત્ન કરી જોઇએ.

તે ઉપરથી ફરીને ઉદ્યોગ કરતાં ઘોઘાના નાગર રણછોડદાસ (જે બીજાં એક આરબ જમાદારના વકીલ હતા તથા જેઓ પોતાની ફૂઇના દીકરા ભાણજીભાઇના જમાઇ હતા.) તેની હસ્થુ વિષ્ટિ ચલાવી. પણ કારભારી વિરૂધ્ધ હતા તેથી કોઇ મદદ તો આપે નહિ, માટે ડભોઇ મુકામે શ્રીમંત સ્વારી હતી ત્યારે એકલા લાગ જોઈ શ્રીમંતને રણછોડદાસ મળ્યા, તથા વિનંતી કરી કે, તાપીદાસ અને ત્રીકમદાસને મારવા છે કે જીવાડવા? ત્યારે શ્રીમંત મહારાજા સાહેબ કૃપાવંત થઇ બોલ્યા કે, "એકવાર કારભારી આંકડો મુકે તે સ્વીકારી કેદખાનાં બહાર નીસરી જાઓ; પછી મારાથી જેટલો બચાવ થશે તેટલો કરી આપીશ."

આ પ્રમાણે આશ્વાસન હજુર તરફથી મળતાં વિષ્ટિ ચલવી કારભારીએ નામ પાડ્યું તે સ્વીકારી, તેના હસ્થુ ખુલાસો લઇ બહાર નીકળ્યા અને શ્રીમંતે પણ પોતાનું વચન પાળી દંડનો બોજો હલકો કર્યો; એટલે જે આંકડો ભરવો કર્યો તે ભરાતાં સુધી ત્રીકમદાસને હજુરમાં "ઓલ" તરીકે રાખી તાપીદાસ જુનાગઢ આવ્યા.

## તે સમયની કાઠિયાવાડની રાજકીય પરિસ્થિતિ

આ વખતમાં એમ રીવાજ હતો કે દશેરા પછી વડોદરેથી મોટી ફોજ મુલકગીરી ઉઘરાવવા નીકળતી, તે પાંચ છ મહીનામાં મુલકગીરી ચુકવતી કરી પાછી વડોદરે જાતી અને વડોદરા તરફના આમલામાં ફોજોને ઘણી વખત રોકાવું પડતું એટલે કાઠિયાવાડમાં સ્થિરતાથી શ્રીમંત ગાયકવાડ સરકારના સરદારો બારેમાસ રહેવા પામતા નહી, એટલે તેમની ગેરહાજરીમાં જુનાગઢ, ભાવનગર, જામનગર વગેરે રાજ્યોની ફોજો કાઠિયાવાડમાં નીકળી પડતી અને અડોસી પડોસી નબળું રાજ્ય હોય તેનો ગીરાસ આ સબળ રાજ્યો લઇ લેતાં અને કાઠીઓનાં ધાડાં નીકળતાં. તે મુલકમાં લુંટ જ કર્યા કરતાં, તે જ્યારે ગાયકવાડ સરકારની ફૌજ દેખાવ દે ત્યારે સૌ સૌની હદમાં પેસી જાતાં. આવી વસ્તુસ્થિતિ હતી.

## ગાયકવાડ સરકારની ફરી કૃપા

ત્રીકમદાસજી "ઓલ" તરીકે વડોદરે રહ્યા હતા ત્યારે સં. ૧૮૩૪ માં શ્રીમંત ફતેહસિંહરાવ મહારાજે જાતે ફોજમાં રહી મુલુકગીરી કીધી. તેનું કામ "ઓલ" નિમિત્તે સાથે રાખી ત્રીકમદાસને જ હાથે શ્રીમંતે લીધું. તે પછી જુનાગઢથી અવેજ આવ્યો ને ભરણું થઇ પાર પડ્યા એટલે સં. ૧૮૩૫ માં ત્રીકમદાસે ઘેર જવા રજા માગી, ત્યારે તે સાલની મુલુકગીરીની ફોજ સંબંધે મહારાજે જ આજ્ઞા આપી તથા પાછું ચાકરીમાં આવી હાજર થવા હુકમ કીધો. આ પ્રમાણે શ્રીમંત ગાયકવાડ સરકારની હજુરમાં રહી વડીલોપાર્જિત દરકનું કામકાજ કરવું શરૂ કર્યું.

સંવત્ ૧૮૩૫ ની આ સુકવતી તમામ પણ ત્રીકમદાસને જ હાથે થઈ હતી અને જગો જગોની ચડાઈ, લડાઇ, સમાધાન વિગેરે કામોમાં ત્રીકમદાસને વિશેષ પુછવામાં આવતું હતું.

## સમકાલિન રાજદ્વારી પુરુષો

આ વખતે કાઠિયાવાડમાં જામનગરના રાજ્યમાં મેરૂ ખવાસ, જુનાગઢમાં અમરજી દિવાન, ભાવનગરમાં ઠાકોર સાહેબ આતાભાઇ, પોરબંદરમાં ઠક્કર પ્રેમજી અને રાણા સુલતાનજી તથા ગોંડળમાં કુંભોજી-વિગેરે મહા મુત્સદ્દી પરાક્રમી વીર પુરૂષો હતા તથા કાચાપોચાને તો દાદ આપે તેવા ન હોતા, પણ શ્રીમંત ફતેહસિંહરાવ મહારાજ પોતે શૂરવીર, બહાદુર અને ડહાપણદાર હતા, તેથી કાઠિયાવાડમાં ફતેહમંદીથી કાર્ય સિદ્ધ કરી વડોદરે પધાર્યા અને શ્રીકમદાસ જે કેટલોક વખત સુધી શ્રીમંત સરકારની સ્વારી સાથે હતા તે ઘર તરફ આવ્યા.



## અધ્યાય ૪ થો

## પરબતનાથ શ્રીરણછોડરાયજીની પધરામણી

સંવત્ ૧૮૩૫ માં ત્રીકમદાસજી જુનાગઢ પાછા ફર્યા પછી જુનાગઢ રાજ્યમાં નોકરીનો સીગો પામ્યા. આ વખતે જુનાગઢમાં અમરજી દીવાનનો કારભાર હતો. તેમાં ત્રીકમદાસ માંગરોળ પાસે આવેલા જુનાગઢ રાજ્યના "શીલ" મહાલના વહીવટદાર નીમાયા હતા તથા તે અંગે 'સીલ' રહેતા. સીલ ગામ માંગરોળની નીજદીક હોઇ પોતાના કુળધન ઇષ્ટદેવશ્રી પરબત મહેતાના પતિ શ્રીરણછોડરાયજીનાં દર્શને વારંવાર માંગરોળ જતા પણ ખરા.

### રણછોડજીની પધરામણી

આ વખતે પ્રભુ ઇચ્છાથી એવો કીસ્સો બન્યો કે, માંગરોળમાં મુસલમાન શેખોનું રાજ્ય હતું. તે રાજ્ય જુનાગઢને તદ્દન તાબે હજુ થયું હતું નહિ, પણ વારંવાર સામુ થયા કરતું. એ પ્રમાણે આ અરસામાં તેનું એક ત્યાંના મુસલમાનોનું હુલ્લડ થયું, તે હીંદુઓ સામે અને વિશેષે કરીને નાગરો સામે; કારણ કે અમરજી દીવાન જેઓ માંગરોળ જુનાગઢ તાબે કરવા માગતા હતા અને તાબે કર્યું હતું. તેઓ માંગરોળ નીવાસી નાગર હતા. મુસલમાનો ઉપાડો લઇ શ્રીરણછોડજીના મંદિરપર ધસારો કરી આવશે એવો ખરેખરો ભય, તે શ્રીની સેવા કરનારા સેવકો પૈકી વારાવાળા નાથજી સેવકના જાણવામાં આવ્યો, તેથી શ્રીને શયન કરાવીને સાથે લઇને સોપો પડી ગયા પછી પગપાળા "સીલ" ત્રીકમદાસ પાસે અધરાતે આવ્યા. "સીલ" તે મહાલનું મુખ્ય સ્થળ હોઈ માંગરોળ નજીક હોવાથી એક કીલ્લાવાળું ગામ હતું, તેથી નાથજી સેવકે ત્રીકમદાસને હાકલો મારી જાહેર કરાવ્યું. તે ઉપરથી ત્રીકમદાસ કીલ્લા ઉપર આવ્યા અને પુછ્યું કે, "કોણ છે?" ત્યારે સેવકે કહ્યું કે—"હું નાથજી સેવક" ત્યારે ત્રીકમદાસે આમ અધરાતે આવવાનું કારણ પુછ્યું તો સેવકે જવાબ વાળ્યો કે "દરવાજો ઉઘાડો એટલે અંદર આવીને કહું." ત્યારે ત્રીકમદાસે ફરીથી પુછ્યું કે "કહો તો ખરા," ત્યારે સેવકે માંગરોળમાં

મુસલમાનોનો ઉપદ્રવ ઉભો થયાની વાત કહેવા માંડી. આ ઉપરથી એકદમ અધીરા બની વચ્ચેથી જ ત્રીકમદાસ બોલી ઉઠ્યા કે "પણ રાજાધિરાજ ક્યાં?" ત્યારે સેવક કહે "મારી સાથે લાવ્યો છુ" એટલે ત્રીકમદાસે ઝટ દરવાજો ખોલાવી સેવકને શ્રીસહિત અંદર લીધા તથા પાછો દરવાજો બંધ કરાવી થાણામાં જઈ બધી વાત સાંભળી, શ્રીને પોઢાડીને સેવક લાવેલા હોવાથી ખાસા મંદિરની તજવીજ લગાવી, "સીલ"માં પોતાના થાણામાં રાખ્યા. પછી તુરત જુનાગઢ લખી ત્યાં કોઇના પડતર જેવાં મકાનને ખરીદ કરી તેને ખાસા કરાવી તેમાં પધરાવ્યા. (આ બનાવ સં. ૧૮૩૫ થી ૧૮૩૭ ના ગાળામાં બન્યો.)

## એક ચમત્કાર

તે દહાડે તો એક જ ઘરમાં શ્રીરણછોડરાય અને ખટલા સહિત સેવકો રહેતા હતા. આ વખતે એક નોંધવા લાયક ચમત્કારી એવી બીના બની કે, સેન કરી શ્રીને પોઢાડી જેવા સેવક સુવાનું કરતા હતા ત્યાં, એ પડતર વહેમવાળું ઘર હોવાથી ભુતાવળ જાગી, કલબલાટ મચાવ્યો, પણ નજરે કાંઇ દેખાય નહિ; તેથી ધીરજ રાખી સેવકે પુછ્યું કે, "ભાઇ! આંહી શું છે? આ તો મંદિર છે. અમે તમારૂં શું બગાડ્યું?" વિગેરે. ત્યારે જવાબ મળ્યો કે "પરસાદ લાવો, પરસાદ લાવો." એટલે સેવકે તુરત ઉઠી પરસાદ કાઢયો ત્યારે અનેક લાંબા કરેલા હાથો માત્ર દેખાયા, તેથી તે દરેક હાથમાં સેવકે થોડો થોડો પરસાદ આપ્યો, એટલે તે હાથ અદશ્ય થતાં "મુક્તિ થઇ, મુક્તિ થઇ" એમ અવાજ કરતા, અવગતે ગએલા આત્માઓ જતા રહ્યા અને મુક્ત થયાથી પાછો દેખાવ દીધો નથી.

## પર્વત મહેતાના ઇષ્ટદેવ રણછોડજીનો ઇતિહાસ

ત્યારબાદ કેટલી મુદતે જુદું ઘર સેવકોના સમાસ માટે નજીકમાં લઇ દીધું અને મૂળ ઘરમાં પ્રભુનું નિજમંદિર, શય્યા મંદિર, ભોગ મંદિર, સરસામાન વગેરે વૈભવ રહેવા લાગ્યો છે. તે પ્રમાણે આજ સુધી મંદિર તથા સેવકવાળું જુદું ઘર તેમ ને તેમ છે. આ ઉપરાંત સેવકના વંશ વિસ્તારે નવાં સંપાદન ક્યાઁ તે ઘરો જુદાં છે.

(૧) શ્રી રણછોડજીને જુનાગઢ રાજ્ય તરફથી 'આખનું' ગામ અરપણ થયું. તેનો ઉપભોગ હજુએ નાથજી સેવકના વંશજો સેવાના વારા પ્રમાણે વહીવટ કરીને લે છે, અને નાગરવાડામાં આ મંદિર હોવાથી નાગરો શ્રદ્ધાપૂર્વક યથાશક્તિ ભેટ સેવા કરે છે, તેથી આજે આ મદિરનો વૈભવ શ્રી ગુંસાઇજી મહારાજોની હવેલી જેવો છે.

(૨) આ નિધિ સંબંધે જુનાગઢના ગોસ્વામી શ્રી મગનલાલજી મહારાજ આજ્ઞા કરતા કે " યહ નિધિ હમારાપર બિરાજતે તો હમસેં બાત કરતે "– એવું સુંદર પ્રતાપી છે. તેમ જ નાથજી સેવકના વંશજોને, તેના માંગરોળ નીવાસી પીતરાઇઓ, જેમને પછી માંગરોળના ખાલી પડેલા મંદિરમાં બીજું સ્વરૂપ પધરાવવું પડ્યું તેઓ–"ચોર" કહે છે.

(૩) એ રીતે ત્રીકમદાસના પૌત્ર ગવરીદાસના પુત્ર–**રઘુનાથરાયભાઇ** જેઓ પોતે પણ પ્રભુના અનન્ય ભક્ત હોવા ઉપરાંત કવિ પણ હતા, તેના શબ્દો જે આ જગ્યોએ ટાંકવામાં આવે છે તે આ પ્રમાણે છે:–

" જ્યમ પરબત સારૂ પ્રભુ દ્વારકાંથી માંગરોળ આવ્યા ત્યમ જ તે ત્રીકમદાસ ઉપર કૃપા કરી **જુનેગઢ પધાર્યા ને તે જગે મંદિર તેને જ હાથે** અંગીકાર કર્યાનું તથા તે મંદિર ફરી કલ્યાણરાય ઉપર કૃપા કરી દુરસ્ત કરાવ્યું. નિજ મંદિરમાં સાંકડમાં સેવક સુદ્ધાંની રેણાક હતી, તેમાં ગવરીદાસની અનેક સેવા લીધી; તેમ સેવકોની રેણાક જુદી કરાવી, કલ્યાણરાયની સેવામાં રૂપાનું પારણું અંગીકાર થએલ છે."

આ કલ્યાણરાય તે રઘુનાથરાવભાઇના નાનેરા ભાઇ થાય તથા કાઠીઆવાડ પોલીટીકલ એજંસીના દફતરદાર ( નેટીવ એજંટ)ને હોદ્દે પહોંચેલા પુરૂષ હતા.

(૪) ત્રીકમદાસ ખુદના પુત્ર રેવાશંકર પણ પોતાના ચંદ્રાવળાની ૧૮ મી કડીમાં આવી જ મતલબનું લખે છે.

ખુદ ત્રીકમદાસના પદોમાં પરબત મેહેતા નિધિ શ્રીરણછોડરાયજી વિષે એટલી બધી ઉત્કટ ભાવના જોવામાં આવે છે કે તે ઉપરથી, તે નિધિ

જુનાગઢ વિષે ત્રીકમદાસ પોતાના ખાસ ભક્ત ઉપર કૃપા કરી પધાર્યાનું માન્યા વગર છુટકો થતો નથી. જો તે નિધિ દુર પલ્લે માંગરોળ જ હત અગર જેમ પરબત મહેતા ઉપર કૃપા કરી પધાર્યા તેમ ત્રીકમદાસ ઉપર કૃપા કરી પધાર્યાનું ન બન્યું હત તો તે નિધિમાં અર્ચાવતારમાં—મૂર્તિમાં આટલી બધી ભક્તિ ત્રીકમદાસને થાત કે કેમ, એ વિચારવા જેવું છે, અને માંગરોળમાં કાંઇ પણ ન કરતાં સ્થાથી જુનાગઢમાં આટલું ખર્ચ વિગેરે કરત કે કેમ તે પણ વિચારવા જેવુ છે.

(૫) જુનાગઢ રાજ્યે પણ એકદમ ચાખવું ગામ અર્પણ કર્યું તે બીના પણ એક રીતે આ નિધિ મૂળ હોવાની વાતને પુષ્ટિ આપે છે. કેમકે આ અરસામાં જુનાગઢમાં અમરજી દીવાન તથા તેના વંશજો દીવાનપદે હતા. તેઓ પણ માંગરોળથી આવીને રહેલા નાગરો હતા તથા રાજ્યદ્વારી બાબતમાં તથા ચુરત શૈવી હોઇ, ધર્મની બાબદમાં ત્રીકમદાસ તથા તેના પરિવારના પ્રતિસ્પર્ધી હતા, એમ હવે પછી આવવાના ત્રીકમદાસના ચરિત્રથી ખાત્રી થશે. માટે જો જુનાગઢ પધાર્યું તે સ્વરૂપ મૂળ રણછોડજીનું નહોત અને ત્રીકમદાસે માત્ર સ્થાપેલ નવીન જ દેવની મૂર્તિ હોત તો જુનાગઢ "ચાખવા" ગામ અર્પત કે નહિ તે સવાલ છે. પણ આ દીવાન કુટુંબ માંગરોળનું હોવાથી તેઓ તે વખતની ખરી હકીકત જાણતા હતા, તેથી જ તે અમરજી દીવાનના પુત્ર રણછોડજી જ—(જો ત્રીકમદાસ ઉપર કૃપા કરી એ જ પ્રભુ જુનાગઢ પધાર્યાની વાત ખોટી હત તો ) પોતાની તવારીખ–ઇ–સોરઠમાં (જુવો બર્ગેસ સાહેબનો ઇંગ્રેજી અનુવાદ ) કોઇ પણ વાક્ય લખત જ નહિ.*

* About 200 years ago on the stair-case of the Gomati river, the image of Ranchhod Raya was found by Parbat Mehta and is to this day worshipped in a Vaishnava temple of Junaghad (pp57) (Twarikh-i-Sorath of Divan Ranchhodji, translated by J. Burgess).

(૬) આધુનિક કાળમાં પણ. માંગરોળનિવાસી વૈકુંઠવાસી અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ, જેઓ રાધનપુરના કારભારીના હોદ્દા સુધી એક સમયે પહોંચેલા, તેઓ પણ પોતાના રચેલા પર્વત-આખ્યાનમા તે સ્વરૂપ જુનાગઢ બીરાજતું હોવાની વાત સ્વીકારે છે. (જુઓ માસિક "આનંદ", ચોથો અવતાર, અંક ૭ મો, પાન ૧૯ ઉપરનું પદ —

રાગ મારૂ

......'હજુ બીરાજે જુનાગઢમાં, દિવ્ય રૂપ શુચીકાયા,
અનંત ગુણગણ તેના આજે, અતિ આનંદે ગાય.'

° ° ° °

આ અનંતપ્રસાદભાઇ વૈશ્નવ હોઇ પરમત કુળમાં જ જન્મેલા હતા.

(૭) ગં. બા. હરગોવિંદદાસ કાંટાવાળા પણ "ત્રિમાસિક પ્રાચીન કાવ્ય" (અંક ૩, સને ૧૮૮૫) માં તે જ વાત સ્વીકારે છે. "જ્યાંથી મૂર્તિ ઉપડી ત્યાં આગળ નાનો ખાડો દેખાયો એ ખાડો અદ્યાપિ છે અને તેમાં ખાટલાનું વાણ મુકીએ તો પણ તાગ આવે નહિ એમ લોકો કહે છે. એ મૂર્તિ હાલ જુનાગઢના નાગરવાડામા દેખરકુવીયે છે અને તેની પુજાપાત્રી ને વ્યવસ્થા મજમુદાર ને બીજા નાગરોની સમતિથી ચાલે છે." આ પ્રમાણે પરમત મહેતાવાળા શ્રી રણછોડરાયજી ત્રીકમરામ ઉપર કૃપા કરી જુનાગઢ પધાર્યાની ટુંક હકીકત તથા તેને પુષ્ટી આપનારા પુરાવાનો અહેવાલ પુરો કરી આપણે ત્રીકમદાસની વાત આગળ ચલાવીશું.

---

## અધ્યાય ૫ મો

## ત્રીકમદાસનું ચરિત્ર (સંવત્ ૧૮૭૮ થી ૧૮૪૧)

### જુનાગઢની નોકરી

ગયા અધ્યાયમાં લખ્યા પ્રમાણે ત્રીકમદાસજી જુનાગઢ રાજ્યમાં ને_ હતા તે દરમ્યાન સંવત્ ૧૮૩૫ થી ૧૮૩૭ સુધીનું મુલુકગીરીનું ચુકવણુ શ્રીફત્તેહસિંહરાવ મહારાજે ઉઘરાવેલું. સંવત્ ૧૮૩૭ માં જ્યારે શ્રીફત્તેહ' સિંહરાવ મહારાજની ખાસી સ્વારી ફોજ સાથે કાઠીયાવાડમાં આવી, ત્યારે જુનાગઢનું ચુકવણું કરવા નવાબ સાહેબનો હુકમ લઈ દીવાન અમરજીએ ત્રીકમદાસને, વડોદરાના તે વાકેફગાર હોઈ ઉપયોગી થઈ પડશે એમ જાણી, લશ્કરમાં મોકલવા ઠરાવતાં, ત્રીકમદાસે કહ્યું કે, "મારી સાથે કોઈ બીજા માણસને મોકલો." તેથી તેની સાથે એક પ્રમાણિક નાગર ગૃહસ્થ-શીવદાસ પંડ્યા-ને મોકલ્યા. તે બન્ને જણા લશ્કરમાં ગયા અને ત્રીકમદાસ શ્રીમંત મહારાજા સાહેબને મળ્યા અને જુનાગઢનું ચુકવણું કર્યું.

કેટલાક દિવસ શ્રીફત્તેહસિંહરાવ મહારાજે ત્રીકમદાસને ફોજમાં સાથે રાખી તેના દશ્યુ તાલુકાઓના તોડ પાડ્યા ને ફોજ વડોદરા તરફ વળી. લીંબડી નજીક ત્રીકમદાસે જુનાગઢ જવા આજ્ઞા માગી, ત્યારે શ્રીમંતે ફરમાવ્યું કે- "તું સાથે ચાલ." ત્યારે ત્રીકમદાસે ધણીની કૃપા માની વિનંતિ કીધી કે, "અમારૂં સર્વસ્વ સાચા ધણી જે ગણું તે આપ છો, પણ તુરત જુનાગઢથી ગુજરાન મળે છે, તેની વતી હું આંહી આવેલ છઉં, તેથી એકવાર જવા દ્યો તો ત્યાં જઈ, રજા માગી પાછો આવી હાજર થાઉં." એટલે શ્રી મહારાજા સાહેબે રજા આપીને કહ્યું કે, 'જઈને આવજો.' ત્યારે ત્રીકમદાસે ફરી અરજ ગુજારી કે, "આપ પાસે આવવા ધારણા હતી ત્યાં હવે આપ કૃપાયુક્ત થઈ ફરમાવો છો તો યાદી રાખી એક રૂકો (આજ્ઞાપત્ર) મોકલવા વિનંતી છે, જેથી એ વસીલે જુનાગઢ દરબારથી રજા માગવામાં ઉપયોગી થાય

તથા વતનમાં વજન પામી આવી શકાય." એટલે "ઠીક" એવું આશ્વાસન-પૂર્વક વચન; તથા પોશાક વસ્ત્ર આપી વિદાય કીધા અને શ્રીમંત સ્વારી વડોદરે ગઇ.

## પાછા ગાયકવાડને ત્યાં

વડોદરે પહોંચી પોતાના વચનની સ્મૃતિ ચિત્તથી દૂર થવા ન પામે તે સારૂ યાદ રાખી, શ્રીમંતે એક રૂક્કો (આજ્ઞાપત્ર) ત્રીકમદાસને હજુરમાં તેડવા સંબંધનો, જાસુમ સાથે મોકલ્યો, તે સંવત્ ૧૮૩૭ ના શ્રાવણ માસની જન્માષ્ટમીએ મળ્યો. તેથી જરૂરી-કામથી ઉકેલી, જુનાગઢ સરકાર તથા કારભારીને હુકમપત્ર બતાવી, રજા માગતાં નવાબ સાહેબે પ્રસન્નતાપૂર્વક રજા આપી કહ્યું કે, "હું જાણતો જ હતો કે તમારા ધણી તમને અમો પાસે રહેવા નહિ દે. ખેર જ્યાં જાશો ત્યાં અમારા મટતા નથી." પણ દીવાને અંદરખાનેની ઇર્ષ્યાથી ના પાડી કે, 'આંહીંનું રોજક કેડી ત્યાં જવું તે ઠીક નહિ તથા તમોને આંહી ગુજરાન થોડું મળે છે એ મારા ધ્યાનમાં છે;' તેથી એક ગામ ઇનામ આપવા પોતાની ઇચ્છા દેખાડી અને વધારામાં ઉમેર્યું કે, 'એક વાર દક્ષિણીના દરબારમાંથી માંડ જીવતા નીસરી આવ્યા તેથી ફરી તે તરફ જાવું એ મારી સલાહ નથી, પછી તો જેમ મરજી.' આ બધુ ત્રીકમદાસ કેમે કરી ન જાય એ ઇરાદે કહેલું, કારણ કે તેને લાલચ આપી જુનાગઢમાં પોતાના દાબ તળે રહેવા દઇ વધવા ન દેવા—એવી માંહેથી તેની દાનત હતી. તે વખ્તે ત્રીકમદાસે જવાબ દીધો કે—"કીસ્મતમાં હશે તે થાશે, પણ આ વખત મારા ધણીએ યાદ કીધો ને હું ગયા વિના ન રહું. વળી અમે વડીલોપાર્જીત ત્યાંના છીએ તેથી ત્યાં ગયે જ અમારૂં કલ્યાણ થાય." એવું કહી રજા માગી ન માગી કરી ઝટ સારૂં મુહૂર્ત જોઇ વડોદરે જવા રવાના થયા, તે દશેરા અગાઉ વડોદરે પહોંચી ગયા.

આજ અરસામાં દશેરાની સ્વારી બાદ શ્રીમંત મહારાજા સાહેબ,

કોઇને ખબર ન પડે તેમ, છડી સ્વારીથી એકલા ગોવીંદપંત મામાને (જે કારભારી હતા)' લઈ બોરસદ ગયા, તથા ત્યાં જઈ તુરત મામાને કારભારથી ખષ્ટ કરી, કેદ પકડીને કીલ્લામા રાખી વડોદરે આવ્યા; તથા રા. હીરાનંદ બાબાને કારભાર સોંપ્યો તથા તુરત કાઠીયાવાડ ફોજ લઇને પોતાના ભાઈ શ્રી માનાજીરાવને જવા હુકમ કરી, ત્રીકમદાસને નિરાળું જ કાઠીઆવાડની મુલુકગીરીનું કામ સોંપ્યું, જે તેમણે ઘણી સારી રીતે પાર પાડયું, અને પ્રસન્નતા મેળવી.

## રવળુજીનાં કારસ્થાન

સંવત્ ૧૮૪૦ માં કીસ્મત યોગે જુનાગઢના અદાવની પક્ષની ખટપટથી, નાહક કશા તુફાનને પડખે નહીં છતાં, ત્રીકમદાસને ચંદરોજ તસ્દી ભોગવવી પડી. તે એ રીતે કે—આ સાલની મુલુકગીરીમાં ખાસી સ્વારી શ્રી મુરારરાવ ગાયકવાડની હતી અને સુબાગીરી લક્ષ્મણ શામરાજ (ઉર્ફે નાનાસાહેબ)ની હતી તથા તે સાથે રવળુજી ( Ralloji ) સીંધીયા, જેઓ સીધીયા સરકારના નજીકના સંબંધી હતા તથા કુટુંબના કંઇક કીસ્સાથી નીસરી આવતાં, શ્રી ગાયકવાડ સરકારે તેને ઇજતથી રાખેલ, તેને ફોજમાં જવા ફરમાયશ થતાં તે પણ ભેળા હતા. આ રવળુજી સિંધિયા ગીરીનારની યાત્રાએ જાતાં તેને જુનાગઢના દીવાન અમરજી સાથે મળવું થયું તથા સંબંધ બંધાયો. બરદાસ્તથી ખુશી થઇ સિંધિયાએ કાંઈ માગવાનું કહેતાં તેણે "પોતાનું કાંઇ થાય તો પોતાનાં છોકરાંની સહાયતા કરવી." એવી રવળુજી પાસે માંગણી કરી અને રેવળુજીએ તેમ કરવા વચન આપ્યું.

ત્યારબાદ આ સાલમાં જ, જ્યારે ગાયકવાડી ફોજ બાબરીયાવાડમાં હતી ત્યારે દીવાનજીનો વધ થયો. આ વખતે દીવાન અમરજીના કારભારમાં ત્રીકમદાસના પુત્ર મનોહરદાસ લશ્કરમાં પેશકાર હતા તથા કશા ફંદ ફીતુરમાં ન રહીને નોકરી કરતા હતા તેને, ત્રીકમદાસ મોટી સરકારમાં નોકર છે

માટે ઉપયોગી થશે એમ દુરંદેશી વાપરી ખુદાવિંદ નવાબ સાહેબે તેડાવ્યા તથા 'તું તારે, સરકાર ચાકરીમાં હાજર રહેજે.' એમ ફરમાવી દીવાનનું કુલ કારખાનું તેને સોંપ્યું અને, મનોહરદાસને તે લેવું પડ્યું, કારણ કે તે ન માને તો ખુદાવિંદ નવાબ સાહેબ ધણી, તેથી જે ચાહે તે કરે.

આ ઉપરથી છર્ષ્યા લાવી દીવાન અમરજીના કુટુંબીએ રવજીજી સિંધિયાને માણસ મોકલી સહાયતા કરવા વિનંતિ કરી. શ્રી મુરારરાવ પહેલા જ આવેલા હોય બીનવાકેફગાર હતા; તેને રવજીજીએ 'આ પ્રસંગે જુનાગઢ હસ્તગત કરી લેશું'–એમ સમજાવી ઉલટ મારી લસ્કર સુદ્ધાં જુનાગઢ નજીક ધંધુસર નામે ગામ છે ત્યાં આવી પહોંચ્યા તથા ત્યાં દીવાનજીના કુટુંબીઓ, રણછોડજી દીવાન, વીગેરે તેને જાહેર રીતે મળી ગયા અને છુપી મસલતમાં રવજીજીને તેઓએ એમ સમજાવ્યું કે, હાલ જુનાગઢમાં કરતા હરતા મનોહરદાસ છે; માટે ત્રીકમદાસને પ્રથમ કેદ કરો તો નવાબ સાહેબ પછી જેમ તમે ધારશો તેમ કરશે. પરંતુ ત્રીકમદાસ ઠેઠ હજુર વિદિત માણસ એટલે તેના ઉપર એકાએક હાથ શી રીતે નંખાય? તેથી તેના ઉપર ખોટા આક્ષેપ નાખી વડોદરે લખ્યું કે–'જુનાગઢનું સ્વસ્થાન સ્વતંત્રપણાથી કાબુમાં આપણા હસ્તગત આવી જાય તેવું છે; પણ તેમાં આપણા જ માણસ આડે આવે છે, કારણ કે ખુદ નવાબ સાહેબ પાસે ત્રીકમદાસના ચીરંજીવનો કાબુ છે, તેથી તે વાત સમી પડવા દેતા નથી. માટે ધણીનો હુકમ હોય તો અમુક જ રોજ ત્રીકમદાસને નજરકેદ રાખીએ તો કામ પાર પડે તેમ છે.' તેનો એવો જવાબ આવ્યો કે–'એ આસામી સરકારની છે. શીરફરાજી એતરાજીનો બાધ નથી. એ સ્વસ્થાન સરકાર કાબુમાં જ આવી જાતું હોય ને ત્રીકમદાસ એ કારસ્તાનમાં વચ્ચે આવતા જ હોય, તો તેને ચાર દહાડા કેદ રાખવા વિચાર જેવું નથી.' આવો જવાબ છતાં કશો લાંબો અંદેશો ન કરતાં, ત્રીકમદાસને લસ્કરમાં કેદ કરી બેડી નાંખી ચોકીમાં રાખ્યા. પછી જુનાગઢ ઉપર દાબ–રોઆબ ચલાવતાં, ખુદ નવાબ સાહેબે સરકારનો દબાવ પોતા ઉપરથી ઉતારવા માટ

તુરત દીવાનજીના દીકરાને કારભારીનાં વસ્ત્રો આપી સરકારમાં મોકલ્યા, એટલે તેણે રવજીજીને સમજાવી, ખુદ નવાબ સાહેબને પ્રસન્ન રાખવા લાગવું લશ્કરને વિદાય કીધું તથા તે ગુજરાત તરફ રવાના થયું; કારણ કે ખરી રીતે જુનાગઢ સ્વસ્થાન હાથ આવે એવું મૂળથી તો હતું નહિ. માત્ર અદાવતી પુરુષોની સંગતિએ નાહક ત્રીકમદાસની આબરૂ લેવી હતી તથા દીવાનજીના પુત્રોને કારભાર આપવાનો જ અંદરથી હેતુ હતો.

ઉપર વર્ણવી તે અદાવતને લઈ મનોહરદાસ જીવના બહાર જવા ન પામે એવી તજવીજ વિરૂદ્ધ પક્ષે કરી; પણ તે કોટ ટપી ભાગી છુટયા, તે એકદમ પરભાર્યા વડોદરે જઈ હજુર સુધી પહોંચી અરજ કરતાં, રવજીજી વિરૂધ કાંઈ પોતાના જાણવામાં અગાઉ આવેલઃ તેમાં શ્રી મહારાજા સાહેબને જુનાગઢ હાથ આવશે એવું નક્કી જેવુ ખોટું લખી, તેવું કાંઈ ન કરતાં કોઈની અદાવતે ત્રીકમદાસ, જે સરકારના આબરૂદાર આસામી હતા, તેની ઇજ્જત પાડી, એ વાતથી શ્રીમંત સરકાર બહુ ગુસ્સે થયા. સુબા નાના સાહેબ તથા રવજીજી સીંધિયાને તેના વકીલોએ તે હકીકત લખી જણાવતાં, નાના સાહેબ સુબાએ તો પોતાની બચાવની કાંઈ બારી રાખી હશે, તે પ્રમાણે બચાવ લખતાં રવજીજીનું જ આ કારસ્તાન છે, એમ શ્રીમંતનો નિશ્ચય થયો અને ત્રીકમદાસને છુટા કરવા માણસો રવાના કર્યાં. આ વખતે લશ્કર પણ ગુજરાતની સરહદ સુધી પહોંચ્યું હતું; ત્યાં શ્રીમંત સરકારે ત્રીકમદાસની બેડી તોડી ખુલાસો કરવા સારૂ પોતા પાસે આવવા જાસુસો મોકલ્યા છે, તે ખબર પોતાના વકીલ મારફત અગાઉથી રવજીજીને પડતાં, પોતાના કુલ રસાલા સહિત, લશ્કર પડયું મુકી, જલદીથી ગુજરાતની સરહદ વટાવી ગયા અને જાસુસોએ આવી ત્રીકમદાસની બેડી તોડી અને તુરત લશ્કર વડોદરે ગયું.

વડોદરામાં શ્રી. મહારાજાએ ત્રીકમદાસને હજુરથી વસ્ત્ર આપ્યાં. તે વખતે ત્રીકમદાસે અરજ ગુજારી કે, 'અન્નદાતા, પોતાનો શો અપરાધ છે,

તેની આપ ધણી હજુર ચોકસી થયા વિના, 'પોતે કેવી રીતે વસ્ત્ર લઇ શકે?' ત્યારે ખુદ શ્રીમંતે પૂર્ણકૃપાએ આજ્ઞા કીધી કે, 'આ વાતની વિગત પકેપણે પોતે જાણે છે અને સર્વ વાતની ગણત્રી સરકારના લક્ષમાં છે, માટે તમારે તે વિષે કાંઇ ક્ષોભ ન રાખવો.' આમ શ્રીમંતે આશ્વાસન દીધું.

આ પ્રમાણે સંવત્ ૧૮૩૮ થી ૧૮૪૫ ના વર્ષ સુધી અને તે પછી પણ દરસાલ દસ્તુર પ્રમાણે લાગટ ફૌજ કાઠીયાવાડમાં આવી, તેમાં ત્રીકમદાસનું કામકાજ દસ્તુર પ્રમાણે, બલકે વધારે એકદસ્તી ચાલ્યું તથા શ્રી. ફતેહસિંહરાવ મહારાજ પોતે, કોઈ વખત કોઇ સુબા વડોદરે આવ્ય પછી, તેના ખર્ચ સબંધે માલાફુલી જેવું નજરે દેખે, તો લાગલો જ ત્રીકમદાસને હજુરમાં તેડાવી છાની રીતે પુછે. તે વખત ત્રીકમદાસ આવક ખર્ચનો વિધિ કહી સંભળાવી ગળે ઉતારે ત્યારે શ્રીમંતને ખાતરી થાય.

મુલુકગીરીનો તેમના હસ્તકનો હિસાબ તમામ અસલ હજુર ફડનીસ કચેરી તરફ મુલુકગીરી સરસુબા સાહેબને સોંપી દઇને, તેમના મારફત મોકલવામાં આવતો હતો અને હાલ પણ ત્યાં છે અને એ જ રીવાજ હજુ આજ સુધી ચાલુ છે. માત્ર તેમાં ફેર એટલો જ છે કે ઇ. સ. ૧૮૨૦ ની ત્રીજી એપ્રીલની ગોઠવણ મુજબ મુલુકગીરી સરસુબા સાહેબને બદલે પોલીટીકલ એજંસી કાઠીયાવાડ મારફત તે કામ થાય છે.

ઘણી વખત તો મુલુકગીરીની મહાન ફૌજના સરસુબા તરીકે પણ કાઠીઆવાડમાં ત્રીકમદાસે અમલ ચલાવેલો છે. એ રીતે ત્રીકમદાસ હમેશાં પોતાનાં વડીલોપાર્જીત દરક તથા કામકાજ અને આબરૂ ઇતિમામમાં સરકાર કૃપાથી ઘણી પ્રતિષ્ઠાને પામ્યા હતા, એ બાબતની ખાત્રી મુંબઈ ગવર્મેંટના રેકાર્ડ ઉપરથી થાય છે.

---

## અધ્યાય ૬ ઠો
## ત્રીકમદાસનું ચરિત્ર (સંવત્ ૧૮૪૬ થી ૧૮૫૪)
## નવો વહીવટ–માનાજીરાવ

સંવત્ ૧૮૪૬ મા શ્રીમત ફતેહસિંહરાવ મહારાજાએ કૈલાસવાસ કર્યો. તે પછી ચંદરોજ થોડો ઘણો હંગામો થઈ તુરતજ શ્રીમંત માનાજીરાવ મહારાજ ગાદીએ બેઠા તથા સર્વત્ર બંદોબસ્ત યથાયોગ્ય કીધો તથા કાઠીઆવાડની મુલુકગીરીને માટે પણ તેજ સાલમાં ગોવીંદ ચીંતામણ બક્ષી તથા માણકો નરેશ અને નારાયણ શ્રીપતિ, એ ત્રીવર્ગને નામે સુબાગીરી ઠરાવી ફોજને મોકલી. પૂર્વે શ્રીમાનાજીરાવ મહારાજ પોતે ફોજ સરદારીમાં પ્રાંત મજકુરમાં આવ્યા હતા, તેથી ત્રીકમદાસની ચાકરી આપના ધ્યાનમાં હોવાથી તેના ઉપર અંતરકૃપા વિશેષ, માટે ફોજને રૂખસત દેવા સમય ત્રીકમદાસને પાગાહ ઇનામની સનદ કરી આપી અને ત્રીવર્ગ પ્રત્યે આજ્ઞા કીધી જે પ્રાંતમજકુરમાંથી ઘોડાનો જોગ કરી આપી, પાગાહ આપવાનું ફરમાવી, પોતેજ હજુરમાંથી ડંકો નીશાન ઇત્યાદિની સોઈ કરી આપી. હજુર ફરમાન પ્રમાણે ત્રણે જણે મુલકતીમાંથી ઘોડાની તદબીર કરી મોજે ખોડુ પ્રગણે વઢવાણ એ ગામે ત્રીકમદાસને પાગાહ આપી તથા તે પ્રમાણે સનદ પણ મળી. અગાઉ સંવત્ ૧૮૪૩ માં શ્રી. કૈ. ફતેહસિંહરાવ મહારાજે કાઠીઆવાડમાંથી ઘોડા પેદા કરી ત્રીકમદાસને પાગાહ ખડી કરી આપવા સુબા લક્ષ્મણરાવ શામરાજને હુકમ આપેલ, પણ સુબા મજકુરનું એ પ્રાંતમાં ગુન્હવું થાતાં એ કામ એમને એમ રહી ગયેલ. દુકાળ સબબ સં. ૧૮૪૭ માં મુલુકગીરી બંધ રહી હતી અને સં. ૧૮૪૮ માં મુલુકગીરી ફોજના સરસુબા તરીકે હામીદ જમાદાર હતા. તેનું જુનાગઢ નજીક મુકામ હતું ત્યારે શીકારે ગયેલ. તેવામાં જુનાગઢના સીપાઇઓની ચોકી હતી; તેના સીપાઇઓએ બંદુકોનો બ્હાર કરતાં ખુદ જમાદારને જ ગોળી

થાગી તથા તેમું અવસાન થયું. તે ખબર વડોદરે જતાં જ, ત્રીકમદાસ ફોજમાં છે, તે સર્વ કામ યથાયોગ્ય ચલાવી લેશે, એવી શ્રી મહારાજા સાહેબની સપૂર્ણ ખાતરી હતી. તેથી બીજા સુબાને ન મોકલતાં, સીબંદી, સીલેદાર, પાગાહદાર, સર્વ લશ્કરના સરદારો અને દરકદારો ઉપર, ત્રીકમદાસની મરજી પ્રમાણે રહેવા તેના ઉપર જુજવા પત્રો તથા ત્રીકમદાસ ઉપર "સહુ ફોજની સલાહ રાખતાં હવે જે કાંઇ સુકેવણું વગેરે એ પ્રાંતનું બાકી હોય તે ઉકેલી લઇ લશ્કર સુદ્ધાં હજુરમાં આવજો" એવી રીતે હુકમપત્ર આવ્યાથી, ત્રીકમદાસે તે સુબાગીરીનો ચાર્જ લઇ ફોજકશીથી મુલુકગીરી ઉઘરાવી વડોદરે ગયા.

શ્રીમંત માનાજીરાવ મહારાજની માંદગીને લઇને સંવત્ ૧૮૪૯માં તથા સંવત્ ૧૮૫૦ માં શ્રી માનાજીરાવ મહારાજાએ કૈલાસવાસ કર્યાથી શ્રી ગોવીંદરાવ મહારાજ પુનેથી આવી ગાદીયે બેઠા. એ બધી રાજ્યગરબડને લઇને આ બે વર્ષમાં મુલુકગીરી (ગાયકવાડી) બંધ હતી.

શ્રીમંત ગોવીંદરાવ મહારાજે ઘણાં વરસ પુને કાઢયાથી પોતાની સાથે પોતાનાં ભરોસાનાં માણસોને પુનેથી લાવેલા. આથી કરીને વડોદરા રાજ્યદારી મંડળમાં મોટું પરિવર્તન થયું.

## ગોવિંદપંત મામા અને ત્રીકમદાસ વચ્ચે સુલેહ

શ્રી ગોવીંદરાવ મહારાજ ગાદી ઉપર સ્વસ્થ થયા એટલે સંવત ૧૮૫૧ ની શરૂમાં કાઠીયાવાડ જવાને તૈયાર કરેલી ફોજની સુબાગીરીનો સીરપાવ ગોવીંદપત મામાને થયો. આ સખસ અગાઉ વર્ણવ્યું છે તેમ તાપીદાસના વખતમાં (સવત્ ૧૮૩૦-૧૮૩૨) તેના તથા ત્રીકમદાસના વિરોધી હતા તેથી, તથા રાવબાબા વીગેરે નવું પુનાથી આવેલ મંડળ, તેની સાથે ત્રીકમદાસને પરીચય નહી તેથી, મુલુકગીરી કામદાર તરીકે કાયમ રહેવા વિષે ત્રીકમદાસને મન અંદેશા જેવું થઇ આવેલ; પરંતુ જુના રાજ્ય મંડળનાં જે કાંઇ માણસ હજુર રહેલાં, તેની સીફારસથી તથા

રાવબાબાને, એ માણુસ મોટી યોગ્યતાનું છે, તેને સરકારથી પાગાહ પર્યંત આબરૂ ઇજ્જિત પણ તેવીજ આપેલ છે, વીગેરે સઘળી હકીકત સમક્ષ કાને આવેલ તેથી, તેણે શ્રીમંત મહારાજા સાહેબને પણ ત્રીકમદાસની લાયકી તથા યોગ્યતા જાહેર કરવાથી, તથા તેની ચાલ પણ તેવીજ નજરમાં આવતાં ખુદ શ્રી સરકારની તેના ઉપર સંપૂર્ણ કૃપા થઈ આવી. સુબાને વિદાય કરવા સમય, ખુદ સરકાર તથા કારભારી અને મામા એકાંતમાં બેઠેલા, તે વખતે ત્રીકમદાસ કચેરીમાં બહાર બેઠેલા, સાથે ગવરીદાસ પણ હતા. ત્રીકમદાસે ચોબદાર સાથે હજુરમાં કુરનીશ મુજરો કહેવરાવી મોકલતાં શ્રીમંતે કહ્યું કે, 'તેને અંદર બોલાવો. એ માણુસ તો કાઠીયાવાડના મુખ્ય દરકદાર, છે તેને પણ પોષાક આપી સાથે મોકલવા છે.' તે પ્રમાણે કહી હજુરમાં તેઓની શ્રી મહારાજા દેવપુજામાં બેઠેલા ત્યાં ઠેઠ ત્રીકમદાસને પણ બોલાવી બેસવા કહ્યું.

શ્રીમંત મહારાજા સાહેબ પોતે, ગોવીંદપંત મામા અને ત્રીકમદાસ સામું જોઈ બોલ્યા કે, 'પૂર્વેનું તમારે રાજ્ય કારભારને લઈ અનુચીત જેવું હતું, તે મારા સાંભળવામાં આવેલ છે; માટે, આ વખતે હું તમને બન્નેને મુલ્કગીરીના કામ ઉપર મોકલું છઉં. તેમાં બેદીલી રહે તો સરકારનો બીગાડ થાય, માટે આગલો કિલ્મિશ કોઇએ ન રાખવો,' વીગેરે સોગંદ દેવ આગળ પરસ્પર લેવા ફરમાવ્યું. ત્યારે ત્રીકમદાસે અદબથી અરજ કરી કે, 'સરકાર આજ્ઞા એજ સર્વોપરી ઇશ્વર આજ્ઞા પ્રમાણેજ લેખું છું. અમારાથી ચાકરીમાં તિલ માત્ર પણ તફાવત થશે નહીં. માત્ર આપ ખાવીંદ મારૂં કાંડું મામાના હાથમાં સોંપી ભલામણ કરો કે, અમારા વિશે તેઓ કશો અંતર ન રાખે.' ત્યારે મહારાજે પોતાના દેવ ઉપરનાં બે ફુલ તુલસી ઉતારી લઈ ઉભયતાની ઉપર નાંખી કહ્યું કે, 'હું તમને આ દેવદરમીયાન રાખી કહું છું કે એક ચીતે રહી સરકાર કામ સુધારા ઉપર નજર રાખી ચાલજો.' બન્નેએ સરકાર આજ્ઞા માથે ચડાવી, તુરત જ કચેરીમાં આવી, સુબા તથા કારભારી તથા ત્રીકમદાસને વસ્ત્ર આપી વિદાય કીધા.

## મલ્હારરાવનું બંડ

ફોજ એક બે મુકામ વધી તેટલામાં કીલ્લે કડીના મલ્હારરાવ ગાયકવાડે વડોદરા સરકાર સામે બંડ કર્યું. તે ખબર વડોદરે આવી પહોંચતાં જ, કાઠીઆવાડ તરફ જવું મોકુફ કરી ફોજ સહિત કડીના મહાલોની સંભાળ રાખવા, તે તરફ તુરત જવા મામા ઉપર હજુરનો હુકમપત્ર આવ્યો, તે ઉપરથી ફોજ કડી તરફ ગઇ.

આ બાજુ મલ્હારરાવે મુગલાઇ મીર નજફકુલીખાં, જેની ટુકડી એ તરફ મુલક લુંટતી ફરતી ફરતી પાલણપુર નજીક આવેલી તેની કુમક માગી, તેથી નજફકુલીખાંને આવી સરસ્વતી ઉપર મુકામ કરી, સીદ્ધપુર દબાવવા માંડ્યું. નજફકુલીખાંનની ફોજ મોટી હતી, તેથી તેના ઉપર આક્રમણ કરવું કે ન કરવું, એમ મમલત થાતાં ત્રીકમદાસે સલાહ આપી કે, અચાનક તેના ઉપર ચડી જઇ છાપો મારવો; પણ મામા (ગોવીંદપંત)ને ગળે તે વાત ઉતરી નહિ, તેથી નારાયણરાવ પાંઢરે, જેઓ એક પુરા જવાંમર્દ અને શૂરવીર સરદાર હતા તેને ત્રીકમદાસે જઇને કહ્યું કે, 'નજફકુલીખાંનનું પઠાણુ લશ્કર તથા મલ્હારાવનું લશ્કર એ બન્ને જો ભેગાં થયાં તો ઠેઠ વડોદરા પર્યંત હજુરને તકલીફ પડવાની, માટે ધણીનાં નસીબ બલવત્તર છે તેથી ફતેહ જ થાશે અને ઈશ્વિર સારૂ કરશે; નહિતર પણ તે બેને ભેળા થવા ન દેતાં, પઠાણો ગાયકવાડી હદમાં પગ મૂકે છે, ત્યાં જ તેના ઉપર આક્રમણ કરી લડીને આપણે પ્રાણ દેવા બહેતર છે.' પાંઢરે રાજા પણ આજ મતના થયા અને કહ્યું કે 'મામા પાસે પાછા જાઓ, હું પણ આવું છું.' તે પોતે મોટા સરદાર હોઇ કચેરીમાં ન આવે, પણ આ કટાકટીને વખતે જાતે કચેરીમાં આવ્યા અને એકાંતમાં ફરી વીચાર કર્યો. તે વખત પણ ત્રીકમદાસે ઉપરોક્ત સલાહ આપી વધારામાં ઉમેર્યું કે, 'શ્રીમંતે આ તરફનો બંદોબસ્ત રાખવા આપ સરદારોને આ પ્રાંતમાં મોકલ્યા હોવાથી તથા વડોદરા દૂર હોઈ ત્યાંથી જવાબ ફરી વળતાં વિલંબ થાવાનો અને આવા બારીક વખતમાં તે ઢીલ પોસાય

તેમ નથી, માટે આપણી મતિ પ્રમાણે સુઝે તેમ સામા થઈ મરી મરવું, પછી જે બનવાનું હશે તે બનશે." આ સલાહ બન્ને સરદારોએ આખર કબુલ રાખી, વીસલનગર કુટુંબકબીલા વિગેરે બીનજરૂરી, હરકત કરે તેવા અસબાબને મોકલી દીધો. ગવરીદાસ ફોજમાં ભેળા હતા, તેને પણ કદાચ પોતે લડાઈમાં ખપી જાય (કામ આવી જાય) તો એમ વિચારી ઘર–વ્હેવાર બદલ તેને ભરભલામણ કરી ત્રીકમદાસે વીસલનગર મોકલી દીધા.

ત્યારપછી વડનગરથી પહેલી રાતે ગુપચુપ કુચ કરી, તોપખાનાને ભેળું લઈ પાછલી રાતે સિદ્ધપુર પહોંચ્યા કે, સરસ્વતીને આ કાંઠેથી "ફતેહ નીશાન ગંગા" તોપથી મારો શરૂ કરી, સરસ્વતીને સામે કાંઠે છાવણી નાંખી પડેલ નજીફકુલીખાંનના પઠાણુ લશ્કર ઉપર તોપખાનું છોડ્યું તથા તોપોના મારાનો લાભ લઈ ઘોડેસ્વાર લશ્કરે નદી પાર ઉતરવા પાણીમાં ઝંપલાવ્યું અને સામે કાંઠે જઈ "હર હર મહાદેવ"નો નાદ કરી મરાઠાઓ પઠાણો ઉપર તુટી પડ્યા. આ અચાનક છાપાથી પઠાણુ લશ્કર જે ઉંઘમાં હોઇ તૈયાર ન હતું તથા નદી ઉતરતાં ઘોડાંઓના ખળભળાટથી મરાઠાઓની ફોજ ઘણી સામટી હશે, એમ ધારી ગભરાઇ ગયું હતું. તેનો પગ હુમલા સામે કાયમ ન રહી શક્યો અને તેથી માર ખાતા ખાતા પઠાણો નાસવા લાગ્યા. પણ અજાણી ધરતી તે ક્યાં જાય? માત્ર નજીફકુલીખાંન તથા તેના અંગી લોક મહામુસીબતે બચીને ભાગી છુટ્યા. બાકી તેનું તમામ લશ્કર, તેનો અસબાબ, હાથી ઘોડા વિગેરે હાથ આવ્યાં અને મરેઠાઓએ છાવણી લુંટી જય મેળવ્યો.

આ ફતેહના ખબર વડોદરે પહોંચતાં શ્રીમહારાજા ઘણું પ્રસન્ન થયા તથા મામાને હાથી અંબાડી સાથે તથા ત્રીકમદાસને પાલખી ચોબદાર ઈનાયત કરી ઘણી સાબાશીના પત્રો હજુરથી આવ્યા. આ બનાવથી મલ્હારરાવની હીંમત જતી રહી અને આ સબબને લઈ આ સાલે બખેડાગીરી પણ બંધ રહી જતી.

## ત્રીકમદાસની રાજકુશળતા

સંવત્ ૧૮૫૨ માં કાઠીયાવાડ મુલુકગીરીના શીવરામ જગદીશ (ગાર્દી) રવાના થયા. ત્યાં જો કે સરકારથી તો ભેળા જવા ત્રીકમદાસને જ પોષાક (મુલુકગીરી કામદારનો) અપાયેલ, પણ શીવરામ પોતા સાથે માધવરાવ કરીને કોઈ ગૃહસ્થને તેની ખટપટથી ખાનગી કારભારી તરીકે લઇ જવાના છે એવું ત્રીકમદાસે સાંભળ્યું, ત્યારે સરકારી પ્રસગ નિમિત્તે રજા લઈ ત્રીકમદાસ પોતે મહીનો માસ વડોદરે રહી ગયા અને ફૌજ ભેળા ન ગયા. પરિણામ એ આવ્યું કે વાટના તાલુકદારો કેટલાકની થઈ તેટલી તો ચુકવતીની વસુલાત કરી, પણ ત્રણ વર્ષથી ગાયકવાડી મુલુકગીરી ફોજ આવેલ નહિ તેથી ચડી ગયેલ ચુકવતીની વસુલાત તાલુકદારોને ભારે પડવા લાગી. તેથી શીવરામને પણ વધુ મહેનત લેતાં પણ તોડ ન થયો અને મુઝવણ પડવા લાગી, ત્યારે પણ સરકારમા લખી ત્રીકમદાસને તેડાવવા પડ્યા ત્રીકમદાસ આવ્યા કે તેના કુશળ કમથી સર્વ તાલુકદારો રજુ થઇ દરેકની યથાસ્થિત ચુકવતી થઇ નીકાલ આવી ગયો. આમ કાઠીયાવાડમા શ્રીમત સરકારનો હક સાચવી અમલ બજાવતાં છતા દરેક રાજ્યસ્થાનને અને તાલુકદાર તથા ગીગસીઆઓને વ્યાજબી મદદ અને ઇન્સાફ દેવરાની ત્રીકમદાસે ઉભયતા પક્ષોનો વિશ્વાસ મેળવ્યો હતો.

અમરેલી દામનગર મહાલ ઘણુ ખરૂ ગાયકવાડ સરકારથી ત્રીકમદાસ તરફ ઇજારે હતા. વચ્ચે વચ્ચે કોડીનાર મહાલની પણ સંપર્દ ઇજારે થઇ આવતી. તે દિવસ એ મહાલો પુરા જમાવમા નહી તેથી સૂક્ષ્મ રકમ ઉપજતી. માત્ર સરકારી મકાન, કોટ, કી'લા સહિત હોય તેમાં થાણાના સ્વાર સીબદી રહે, તેથી ત્રીકમદાસના પુત્રો કાશીદાસ તથા માણેકલાલ મોટા થઇ કામ કરવા જેવા થઇ આવ્યા, ત્યારે કાશીદાસને દામનગરના થાણે અને માણેકલાલને અમરેલીની કામગીરી ખાતે રાખેલ.

## આમીન જમાદારનું જુનાગઢમાં તોફાન

જ્યારે હમીદ જમાદાર સંવત્ ૧૮૪૮ માં ગોળીથી જુનાગઢ આગળ મરાયા, ત્યારે તેના પુત્ર આમીન જમાદાર પુખ્ત વયના ન હતા; પણ જ્યારે તે સમજુ થયા ત્યારે પોતાના પિતાનું વેર લેવા તથા જુનાગઢને આંખ દેખાડવા સંવત્ ૧૮૫૩ ની સાલમાં મુલુકગીરીના સુબા સરદાર તરફે થઇ ફોજ લઈ કાઠીયાવાડમાં આવ્યા.

બીજા તાલુકાઓની મુકવતી હમેશ પ્રમાણે કીધી, પણ જુનાગઢને નુકશાન પહોંચાડવાના ઇરાદાથી જુનાગઢ નજીક ચાર ગાઉ ઉપર, મજેવડી નામે કોટવાળું ગામ છે, ત્યાં મુકામ કરીને તે ગામનો કોટ પાડી નાંખવા મોરચા શરૂ કીધા. ત્રીકમદાસ આ વર્ષે પણ મુલુકગીરીમાં ભેળા હતા તથા સાથે પોતાના પુત્ર ગવરીદાસ પણ હતા, કારણ કે પોતાની ઉમર વૃદ્ધ થવાથી માત્ર મોટે મામલે પ્રસંગે જ પોતે તપાસ કરતા, બાકી તો કામ ગવરીદાસ પાસે જ રાખેલ.

આમીન જમાદારે તો કેવળ રોષથી પોતાના પિતાનું વેર લેવા માટે મોરચો બાંધેલ, પણ ખુદ નવાબ સાહેબને કોઈએ એવું ઉંધું ભરાવ્યું કે આ સલાહ દેવામાં ત્રીકમદાસ છે, તેથી ત્રીકમદાસનાં ઘરનાંને તથા બ્હાંદરોને ગામ બહાર કાઢી મુકવા હુકમ કીધો. તે સમયે દુલેરાય મુનશી કરીને એક બ્રહ્મક્ષત્રી ગૃહસ્થ હજુરમા હતો. તેણે અરજ કરી કે હરગીજ ત્રીકમદાસ આવી સલાહમાં હોય જ નહિ (આવી સલાહ દેજ નહિ) તથા કોઇના કહેવાથી તેના કુટુંબને કાઢી ન મૂકો, પણ તેની વાત ગળે ન ઉતરી અને રજા આપી. તેથી ઉચાળા લઇ ત્રીકમદાસનું કુટુંબ પોરબંદર જઇ રહ્યું.

આ બાજુ મજેવડીમાં ખુદ નવાબ સાહેબના થાણાંનાં માણસો કાયર થઇ કોટ ખાલી કરી નાસી ગયાં. તેથી આમીન જમાદારે કોટ પાડી નાંખવા હુકમ કર્યો, પણ એકલો કોટ નાહક પાડી નાંખવાથી શ્રી ગાયકવાડ સરકારને

કાંઇ ફાયદો નહોતો, માટે ગવરીદાસને જમાદાર સાથે એખલાસ હોવાથી તેને કોટ ના પાડે તેમ જમાદાર સાહેબને સમજાવવા મોકલ્યા તથા પોતે પાલખીમાં બેસી કોટ તળે જઇને ઉતર્યા એટલે કોટ પાડવો બંધ રાખવા જમાદાર સાહેબે હુકમ ફરમાવ્યો.

આ વાતની જ્યારે ખુદ નવાબ સાહેબને જાણ થઇ ત્યારે તેણે દુલેરાય મુનશીને બોલાવી કહ્યું કે, 'તું કહેતો હતો તે પ્રમાણે જ થયું તથા ત્રીકમદાસે તો મોટી ખેરખાહી કીધી. હવે તું તારી નજરમાં આવે તે માણસને લઇ લશ્કરમાં જા તથા ત્રીકમદાસ સલાહ આપે તેમ લશ્કરનો ચુકાવો કરી આવ.' તે પ્રમાણે તેઓ ત્યાં ગયા અને લશ્કરનું ચુકવણું થઇ સમાધાન કરી ફોજ ત્યાંથી વિદાય થઇ.

શીવરામ જગદીશ પાછા સં. ૧૮૫૪માં મુલુકગીરી સુબા થયા. કારણ કે ઉપરાઉપરી બે વર્ષથી મુલુકગીરી જતી તેથી બંદોબસ્ત કાઠીઆવાડમાં થઇ ગયેલ હતો, તથા આ બે વર્ષના વહીવટથી પોતે વાકેફગારી મેળવી લીધી, અને હરેક તાલુકાની ચુકવતી તથા પેદાશ નજરમાં આવી ગઇ હતી. આ વખતે પણ તેણે પોતાના અગી માધવરાવને ખાનગી કારભારી તરીકે લીધા તથા ત્રીકમદાસ પોતે કોઇ સરકારી કામગીરીમા પોતાની જરૂરીયત હોવાથી મુલુકગીરીમાં સાથે ગયા નહિ, પણ વડોદરે રોકાયા તથા પોતાની પાગાહ તથા રંગીલદાસને ફોજ ભેગા મોકલ્યા.



# અધ્યાય ૭ મો
## ત્રીકમદાસનો પરિવાર

ત્રીકમદાસનો નિયમ હતો કે જ્યારે જ્યારે મુલુકગીરીમાં ફરતી ફરતી ફોજ જુનાગઢ નજીક આવે ત્યારે ચુકવણું થયા પછી થોડી રજા ફોજમાંથી લઈ તેઓ પોતાના ઇષ્ટદેવ ઠાકુરજીનાં દર્શન કરવા માટે ઘર આગળ આવતા તથા કુટુંબ મેળા કરતા તથા તેના ચિરંજીવીઓ પણ વારાફરતી મહીનો માસ લસ્કરમાં જઈ તેના બાપને મળતા તથા ફરી જતા. તેઓ ત્રીકમદાસને ટુંકામાં "દા" નામથી બોલાવતા હતા.

ત્રીકમદાસને પ્રભુ કૃપાથી સાત પુત્રો અને એક પુત્રી એમ પૂરી સંતતિ હતી તથા પુત્રો સઘળા સારે ધંધે રોજગારે હતા. સૌથી મોટા પુત્રનું નામ **મનોહરદાસ** હતું અને તેથી નાના **રસીકદાસ** હતા. તે બન્ને જણા તો કામ કરવા યોગ્ય થયા ત્યારથી જ જુનાગઢની રયાસતમાં ધંધે વળગી ગયા. મનોહરદાસની તબિયત મુત્સદી ધાટે, હીંદી ફારસીમાં પુરા કાબેલ, વળી સ્વામી (રાજ્યભક્ત) ભક્ત, ગરીબી આર્જવથી બોલવું અને પોતાના ધણીનું હિત કેમ સુધરે આવીજ નિષ્ઠાવાળા હતા. તેની આવી નીતિ રીતિ ખુદ નવાબ સાહેબ હામદખાંનજી, જેઓ તે વખત ગાદી ઉપર હતા તેને ઘણી પસંદ પડી હતી તથા દીવાનના હાથ નીચે મનોહરદાસ લસ્કરમાં પેશકારી કામમાં હોવાથી, તેને હજુરનો પ્રસગ પણ ઘણો રહેતો હોવાથી ખુદ નવાબ સાહેબની તેના ઉપર સંપૂર્ણ પ્રીતિ હતી.

**રસીકદાસ** મર્દ અને છાતીચલા (હીમતવાન) ઘણા હતા. તે ઘણું ખરૂં આરબસીબંદીના જમાદારોની ખર્ચ વહીવટ રાખતા હતા. તે વખતમાં સીબંદીનું બળ વિશેષ હતું, તેને લીધે દરેક કામમાં તેઓ પણ દખલગીરી પામતા. આરબો તોગીફ કરી ખુદ નવાબ સાહેબને મુંઝવતા ત્યારે રસીકદાસનીજ કબુલતથી તે લોકો તોગીફ ઉઠાવતા. તેણે રાજકોટનો પણ કારભાર કરેલો.

ત્રીજા પુત્ર ગવરીદાસ હતા. તેને ત્રીકમદાસે કાચી પણ સમજુ ઉમરમાંથી જ મુલુકગીરી કામકાજખાતાંમાં પોતા પાસે રાખ્યા હતા. તે હિન્દી, દક્ષિણી, ફારસી સર્વ વિદ્યા થકી સિદ્ધ થએલા તથા પોતાના વડીલના હાથ તળે સર્વ કામ સાવધાનીથી ચલાવતા. દહાડે દહાડે તેનાં એ કામો સંબધે ત્રીકમદાસને પુરી ખાતરી ને સંતોષ થયાં હતાં. શરીરે ઘણા કદાવર, કૌવતદાર, ભાલાં તરવાર અને બંદુકના બાંધનારા અને ઘોડા ઉપર ઉત્તમ સ્વારી કરી જાણનાર હીમતવાન અને બહાદૂર હતા; તથા ત્રીકમદાસના અવસાન પછી ગાયકવાડ સરકારથી જે પ્રમાણે ત્રીકમદાસના નિભાવનો નીમનોક વેતન ઇત્યાદિ હતો, તે જ પ્રમાણે ગવરીદાસને નામે બદસ્તુર બહાલ કરી આપ્યો હતો.

ચોથા કાશીદાસ કરીને પુત્ર હતા. તે ઘરના સુખી તથા તેને પ્રજા થઇ જ નહિ, તેથી વિશેષ લોભમાં ન પડતાં પરગણાંઓ ઇજારે રાખે અને ત્યાં બેસે, ઘોડાં વિગેરે ઢોરઢાંખર સહિત રહે. એમ તેઓ આનંદમાં વખત ગાળતા. પોશાકમાં તે ઘણા રહેતા અને એમ કહેવાય છે કે, તેના જેવી કોઇ બીજાને જુનાગઢી ટેડી મોગલાઇ પાઘડી બાંધતાં આવડતું નહિ.

પાંચમા રંગીલદાસ હતા. તે પરમ વિદ્વાન, કવિ, ફારસીમાં ઇરાનીઓ જેટલું જ્ઞાન ધરાવનારા તથા સોરઠી તવારીખના કર્તા રણછોડજી દીવાનનો જોરા ફારસીમાં તે ગણાતા. પણ જુવાનીથી તે ઠેઠ મુવા ત્યાં સુધી શ્રીમંત સરકારનાં કામોમાં એટલા બધા ગુંચાયેલા રહેતા કે, તેઓને કીતાબ ઝાઝી રચવાનો વખત ભાગ્યે જ મળી શકતો. તોપણ "દ્રૌપદી આખ્યાન", "સ્તુતિમાલા" વિગેરે કાવ્યો લખ્યાં છે. રંગીલદાસ પોતાના ભાઇ ગવરીદાસને પિતાતુલ્ય ગણતા અને તેની સાથે જ વડીલોપાર્જીત રોજગારમાં જોડાયેલ રહેતા; તેથી ગવરીદાસની કારકીર્દીમાં જ તેમની કારકીર્દીનો સમાવેશ થાય છે એમ કહીયે તો ખોટુ નથી. તેઓ ખાસ કરીને શ્રી. બાબાજી સાહેબનો વડોદરામાં કારભાર થયો ત્યારે ખાસ ભરોંસાદાર મદદનીશ તરીકે વડોદરે જ રહેતા. જ્યારે ગવરીદાસ વડીલોપાર્જીત રોજગારમાં પૂર્ણ સત્તાથી મુલુકગીરી ફોજ સાથે ફરતા.

ત્રીકમદાસના છઠ્ઠા પુત્ર માણેકલાલ હતા. તે શરીરે કદાવર, આહારે જબરા, શક્તિવાન પુરુષ હતા. મોટા મોટા મહાલોના તથા તાલુકાના કાશીદાસ માફક તે પણ ઇજારા રાખતા અને તેથી કરીને ઘણું દ્રવ્ય મેળવેલું. તેની પાસે ઉજડ દેશને આબાદ કરવાની કરામત હતી. શ્રીમંત ગાયકવાડ સરકારના પંચમહાલ તેણે જ આબાદ કરી દીધા હતા અને ગીરને નાકે "ધારી" ગામ છે તે આ જ પણ "માણેકલાલની ધારી"ના નામથી ઓળખાય છે.

સાતમા અને સૌથી નાના રેવાશંકર કરીને પુત્ર હતા. તેઓ પણ ફારસીમાં, વ્રજ ભાષામાં, ગુજરાતીમાં, દક્ષિણીમાં, તેમ જ કાવ્ય પિંગળમાં ત્રીકમદાસ જેવા જ પ્રવીણ હતા. તેનાં વ્રજ ભાષાનાં પદો વખણાય છે અને ગુજરાતી પદો બૃહત્ કાવ્ય દોહનમાં છપાએલ પણ છે. તે પણ પુરા મુત્સદ્દી હતા અને જુનાગઢના નવાબ સાહેબ ખુદ હામદખાનજીના દીવાનપદ સુધી પહોંચેલા હતા.

ઉપર પ્રમાણે સાત સકરમી પુત્રો અને એક પુત્રીનો પરિવાર તેને હોઇ તે પુરા ભાગ્યશાળી હતા. કોઇએ પણ એવું ગાયું નથી કે પરમેશ્વરે તેની સર્વ આશાઓ પુરી હોય, પણ ભક્તરાજ પ્રતાપી ત્રીકમદાસ એકજ એવા થઇ ગયા છે કે જેણે પોતાનાં પદોને છેડે " ત્રીકમદાસની આશા પૂરી પરબતને નાથે " " ત્રીકમદાસ આશ પરિપૂરણ, જબ દેખું તબ પાસ ખડે" એવું તેમણે મુક્ત કંઠે લખી ગાયું છે અને તેનું કારણ તેના પોતાના જ શબ્દોમાં કહીયે તો.

" બાઇ મ્હારે લ્હેણું શ્રીલક્ષ્મીવરનું
સંતતિ સંપતિ પુણ્ય પ્રતિષ્ઠા, દાન ગુંસાંઇ કુંવરનું "

એ પ્રમાણે તેને પ્રભુ સાથે લ્હેણાદેવી હતી એમ કહીયે તો ચાલે, એટલે કે તેનો આ બધો વૈભવ તે કેવળ પ્રભુ કૃપાનું જ ફળ હતું.



## અધ્યાય ૮ મો

## ત્રીકમદાસનું હરિશરણ થવું

સંવત ૧૯૫૫ ની શરૂવાતમાં વડોદરેથી રજા લઇ, ગવરીદાસને વડોદરે રાખી ત્રીકમદાસ ધોરાજી—જ્યાં પોતાનું કુટુંબ હજુ રહેતું હતું ત્યાં આવ્યા. થોડો વખત તો તન્દુરસ્તી ઠીક રહી, પણ પછી શરીરે ઠીક ન રહેવા લાગ્યું. તેની ખબર પડતાં જુનાગઢના દિવાન કલ્યાણ શેઠે ધોરાજી આવી "છોકરાં સહિત હવાફેર માટે હવે જુનાગઢ આવો"—એમ આગ્રહ કર્યો, ત્યારે વિવેકથી ત્રીકમદાસે જવાબ દીધો કે, 'અમારા સરકારથી વિચાર કરી તેની રજા લઇ જુનાગઢ આવવાનું કરશું.' તેમણે કલ્યાણજી શેઠની પછી અચ્છી તરેહથી ખાતર બરદાસ્ત કરી વિદાય કીધા.

ત્યાર બાદ જરા ઠીક થયું એટલે વડોદરે જવા નીકળ્યા અને લાંબી મુસાફરી, તેથી સાથે રંગીલદાસ તથા રેવાશંકરને પણ લીધા. તે વખતમાં શ્રીમંત ગાયકવાડ સરકારની ફોજ કાઠીયાવાડમાં ન હોય, ત્યારે અગાઉ લખ્યું છે તેમ કાઠી લોકોનાં ધાડાં ફરતાં તથા લુંટફાટ કરતાં. ત્રીકમદાસ વિગેરે રાજકોટ નજીક આવ્યા ત્યારે આવું એક ધાડું તેની પુંઠે પડ્યું; તેથી ત્રીકમદાસની ગાલ્ખી તથા છડા ઘોડેસ્વારથી રંગીલદાસ અને રેવાશંકર વિગેરે તો 'ખોખરદડ' ગામ જે પાસે હતું તેમાં જઇ પેઠા, પણ પાછળનો અસબાબ (સામાન) કાઠી લોકોએ લુંટી લીધો. પછી રાજકોટ આવી જરૂર પડે તેટલાં વસ્ત્ર પાત્રનો ત્યાંથી યોગ કરી આગળ ચાલ્યા અને ધોળકા—ડાકોર રસ્તે થઇ વડોદરે આવ્યા.

ત્યાં મુખ્ય કારભારી રાવબાબા તથા ખાનગી કારભારી મંગળ સખીદાસ વિગેરે મંડળને હળવું—મળવું, એમ વખત ગુજારતા રહેતા. તેમાં એક તો વૃદ્ધાવસ્થા હતી, તેમાં કઠોદરની વ્યાધિ લાગુ થઇ. તેનાં ઔષધ ઉપચાર બને તે કર્યાં, પણ દિવસે દિવસે રોગ વૃદ્ધિ પામતો ગયો. રાવબાબા પોતે જાતે આવી ખબર લઇ ગયા અને ખુદ મહારાજા સાહેબે મંગળ સખીદાસને મોકલ્યા,

ત્યારે તેની મારફત ડાકોર જવા શ્રી મહારાજા સાહેબની પરવાનગી માગી. તે અંગળ સખીદાસ પોતે પાછા આવી શ્રી મહારાજા સાહેબની પરવાનગી દઇ ગયા. એક વખત સર્વ રાજ્યમંડલને લઇને ખુદ શ્રી મહારાજા સાહેબ તબીયત જોવા પધારેલા તથા પોતા પાસે રહેવા કહ્યું, પણ ત્રીકમદાસે ન માનતાં નમ્રતાથી કહ્યું "ત્યાંહાં જાઇશ, કામ છે જેનું." (હવે મારે આખર અવસ્થાએ જેનું કામ છે તેની પાસે હજુરમાં જઇશ.) આ વખતે પુત્રોએ પિતાજીને વિનંતિ કરી કે, 'અમારી ભલામણ કરતા જાઓ,' ત્યારે ત્રીકમદાસે જવાબ દીધો. "ભલામણ! ભલામણ કેને? મારે જેને ભલામણ કરવી છે તથા જે સાચો વસીલો છે તેને જ ભલામણ કરીશ."

પોતાના ત્રણ પુત્રો અને મહેતા માણસો સાથે લઈ ડાકોર આવ્યા. થોડા વર્ષ અગાઉ શ્રી તાંબેકરે પુણ્યક્ષેત્ર ડાકોરમાં શ્રી રણછોડરાયનું મોટું મંદિર બંધાવ્યું હતું, તેથી તેનો મહિમા ચોમેર પસર્યો હતો. કેટલાક દિવસ તો આકર્ષણ કરીને પણ મંદિર સુધી તેઓ દર્શન વિગેરે કરવા જઈ શકયા. પછી ઉદરવ્યાધિ વધી તથા શરીરની બારીક સ્થિતિ થઇ આવતાં, પોતે જન્મથી પુરાભક્ત હતા, તેથી નામસ્મરણ–કથા કીરતન મનોરથ કરી, ભગવાન પોતાના ઇષ્ટદેવ શ્રીરણછોડ–ઠાકુરેશને યથાશક્તિ વસ્ત્રાભૂષણ ધરાવી, નિત્ય મેવા તથા દુધના જુજવા પદાર્થ સામગ્રી કરાવી સમર્પતા.

## ઇચ્છારામ ભટ્ટજી–પ્રદીપકાર

આ પ્રાંતમાં આ વખતમાં પેટલાદવાળા-શ્રીયુત ઇચ્છારામ ભટ્ટજી મોટી ખ્યાતિવાળા હતા. તે પોતે ગોસ્વામીના સેવક હતા અને પુષ્ટિમાર્ગના જીવ હતા. પણ જગતમાં તેની ગોસ્વામી સ્વરૂપ પ્રમાણે માનાગત હતી. તે પોતાની જગ્યા ડાકોરમાં બાંધીને રહેતા. ત્રીકમદાસ પણ અગ્યાર પેઢીથી ધોરી વૈશ્નવ ધરના છે, એમ શ્રી ઇચ્છારામજીના જાણવામાં હતું; તેથી ત્રીકમદાસની આખર અવસ્થા સાંભળી પોતાથી ખબર લેવા પધાર્યા, ત્યારે તેનો પગ પોતાની છાતી ઉપર ત્રીકમદાસે ધરી, ઘણું સન્માન કરી વિદાય કીધા.

## અંતકાળનો દિવસ

સંવત ૧૮૫૬ ના આસો માસમાં માણેકઠારી શરદ પુનમનો મેળો સાલાબાદ પ્રમાણે ભરાઈ, પડવે ભીડ ભાંગ્યા પછી નાહી, દીકરાઓનો ટેકો લેતે લેતે મંદિરે ગયા તથા ત્યાં શ્રીઠાકુરનાથના સ્વરૂપનાં ચરણસ્પર્શ કરતી વખતે દીકરાઓને કહે કે, 'શ્રીચરણ ઉપર હાથ મુકો.' તે પ્રમાણે એક સાથે તેમના હાથ મુકાવી તે ઉપર પોતાનો હાથ મુકીને કહ્યું કે, "તમે ભલામણ દેવાનું કહેતા હતા, ત્યારે મેં કહ્યું હતું કે, જેને દેવી હશે તેને દઇશ; તો આ હું તમારા દેખતાં તમારી ભલામણ દઉં છું, માટે તમે પણ આ ચરણ સ્હાઇ રાખશો તો ભુખ્યા દુખ્યા નહિ રહો. બાકી તો હું આજ તો બીજા કાલ, એમ એક પછી એક ચાલ્યા જવાના છે." આ પ્રમાણે પ્રભુને ચરણે પુત્રોને સોંપી પોતાનું રચેલું નીચેનું મનોહર-ભક્તિ પરાકાષ્ટા દર્શાવનારૂં (વિનંતીરૂપ) પદ બોલી પ્રભુઆજ્ઞા માગી ઉતારે આવ્યા.

### રાગ કેદારો

"કર્મ જોગે જાંહાં જાંહાં ફરૂં જાદવા, ત્યાંહાં ત્યાંહાં આપની ભક્તિ દેજો;
"કીટ પક્ષી સરી સર્પ નર પશુ વિષે, રખે વિસારો, સંભાળ લેજો. ૧
"સાધુની સંગતિ, સેવ હરિભક્તની, આશ વિશ્વાસ એક ચરણ ચંતે;
"વાસના ત્યાગ, અનુરાગ નિજ નામનો, ધ્યાન ગુણગાન સુખઆદિ અંતે. ૨
"વાસ વ્રજભૂમિનો, દાસ દાસત્વતા, અવર ઇચ્છિત નથી નાથ મ્હારૂં;
"મુક્તિને જુક્તિના જીવ બીજા હશે, ત્રીકમદાસને એક શરણ ત્હારૂં. ૩

એવાં તો પ્રભુના મહાન ભક્તોનાં ઘણાં વચનામૃતો, જેની સાથે આપણા ત્રીકમદાસની ઉપરની અંતીમ યાચના સરખાવતાં કોઈ પણ રીતે ઉતરે તેમ નથી. શ્રી ભાગવતમાં વૃત્રાસુર, પૃથુરાજા, મુચુકુંદ, પ્રચેતસ, મિત્રવિંદા, પરીક્ષિત, ધ્રુવ વગેરે ભકતોની યાચના આની સાથે સરખાવવા જેવી છે. આદિ કવિ નરસિંહ મહેતાએ પણ ગાયું છે કે,

"ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, હારા તે હેને નવ રૂચે;
બેહુ કરજોડીને, નરસૈંયો વિનવે, જન્મોજન્મ તારી ભક્તિ જાચે."

ઉતારે આની દાન પુણ્ય કર્યું તથા પ્રભુનું નામોચ્ચારણ કરતે કરતં દેહ છોડ્યો. તે વખતે પ્રભુનાં પ્રસાદી હાર તુલસી ચંદન વગેરે લઇને ઇચ્છારામ ભટ્ટજી આવેલ હતા, તેણે તે ત્રીકમદાસને પેરાવ્યાં અને કહ્યું કે, "જુઓ આ પાર્ષદો લેવા આવ્યા છે અને ત્રીકમદાસ વૈકુંઠ જાય છે, માટે તમે શોક કરશો નહિ."

ત્રીકમદાસની ઉત્તર ક્રિયાના જમણ વખતે શ્રી સરકાર તરફથી વસ્ત્ર પોશાક આપ્યો તથા ઉપર લખ્યું છે તેમ, ત્રીકમદાસના નીભાવનો નીમનોક વેતન ઇત્યાદિ હતો, તે જ પ્રમાણે ગવરીદાસને નામે બદસ્તુર બાહાલ કરી આપ્યો.

ત્રીકમદાસે પોતાને એવી જગ્યાએ દહન કરવા કહેલું કે જ્યાંથી શ્રીની ધજાનાં દર્શન થાય. તે પ્રમાણે ત્રીકમદાસને અગ્નિસંસ્કાર કરી તે જગ્યા ઉપર ડેરી ચણી હતી અને ત્રીકમદાસની ડેરી ડાકોરમાં શ્રી ગોમતી કંઠે આજ પણ છે અને ત્યાંથી શ્રીની ધજાનાં દર્શન થાય છે.

## ત્રીકમદાસની ભક્તિ અને ગ્રન્થો

ત્રીકમદાસ પરમ ભગવદ્‌ભક્ત હતા. તેમને નરસિંહ મેહેતાનાં, અષ્ટ-સખાનાં પદો મોંઢે હતાં તથા પોતે પણ સંસ્કૃત હિંદી ફારસી દક્ષિણી ગુજરાતી ભાષામાં નિષ્ણાત હોઇ ઉત્તમ કોટીના કવિ હતા. ફારસી–હિંદી ભાષામાં તેણે "રૂક્મીની બ્યાહ", તથા વ્રજભાષામાં 'ડાકોર લીલા' અને પ્રભુનાં છુટક પદો રચેલાં છે. તેમનાં પદો તેમની પ્રભુમાં પ્રેમલક્ષણા ભક્તિ કેટલી હદ સુધી પહોંચેલી હતી તે બતાવી આપે છે, અને "ભાવ"માં કોઇ પણ ભક્ત કવિ સાથે તે સરસાઇમાં ઉભી શકે છે.

ગુજરાતી ભાષામાં તેણે "પરબત પચીશી" નામનું અતિ લઘુ પણ અતિ સુંદર કાવ્ય કરેલ છે; જેમાં તેણે પરમભક્ત પર્વત મેહેતા જે "વૈષ્ણવ"

કુળના મૂળ પુરૂષ હતા, તેને ત્યાં શ્રીદ્વારિકાથી પ્રભુ કેવી રીતે પધાર્યા તે હકીકત વર્ણવી છે. પર્વત કુળમાં પોતે અવતર્યાનું ત્રીકમદાસને બહુ માન હતું તથા પોતાને ઘણા જ સભાગી લેખતા કે, પોતાનો જન્મ આ કુળમાં થયો છે, તે તેમણે ઠેકઠેકાણે લખ્યું છે. જેમકે—

૧ "પર્વત કુળ અવતાર ધર્યાની લક્ષ્મીવરને લાજ."

૨ "પ્રાકટ્ય પર્વત ઘરનું."

૩ "દેશ પેઢથી દેશ વછૂતી મારે શીશ તમારી છાપ."

૪ "ત્રીકમદાસ આશ પરિપૂર્ણ, પર્વત કુલ પ્રતિપાલનકી."

૫ "તબજાન્યો નીરધાર અધમ ઉધારન હે હરિ
પર્વત કુળ અવતાર, દીનો ત્રીકમદાસકોં."

૬ "ત્રીકમ તમ કરૂણા વિના, એ કુળ અવતાર
પ્રાપ્તી ક્યાં થકી દાસને પર્વત પરિવાર."

એટલું જ નહિ પણ રેવાશંકર કવિના શબ્દોમાં કહીયે તો ત્રીકમદાસે ફરીને આજ કુળમાં અવતાર માગેલો હતો.

૭ "શરણ રાખો, માગું કુળ આરૂ......(ચંદ્રાવળા ૪૭ મી કડી)

એ રીતે પ્રભુ તેને સહાય હતા અને ત્રીકમદાસના જ શબ્દોમાં

૧ "જબ દેખું, તબ પાસે ખડે" રહેતા

૨ "ત્રીકમદાસને સન્મુખ રહેજો, જ્યાં જ્યાં સમરૂં ત્યાંહાં."

૩ "સહાય સદા અપને સેવક કોં, ભારી ભીડ પડે જ્યાંહિ જ્યાંહિ."

## નરસિંહ મહેતાના ચોરાની સ્થાપના

ત્રીકમદાસ વિગેરે સજ્જનોની એક ભજન મંડળી હતી. તે મંડળી નરસિંહ મહેતાનાં પદો ગાઇ કીરતન કરતી. આ મંડળી જુનાગઢમાં વિસળવાવ ઉપર એક જગ્યા ભજન કીર્તન માટે બંધાવવા વિચાર કરતી હતી, તેવામાં શ્રીનૃસિંહ મહેતાજી વિષે ત્રીકમદાસને બહુ ઉત્કટ ભાવ હતો, તેથી શ્રીમહેતાજીએ

તેને સ્વપ્નમાં દર્શન આપેલું તથા પોતાનો અસલ રાસ–ચોરો જ્યાં તેઓ પોતે કીર્તન કરતા તે–કયાં ઝાડીમાં દટાઇ ગયો છે તે જગ્યા બતાવી. એ પ્રમાણે તે સ્થળની શોધ કરતાં તે જડી આવ્યું અને લાંબા વખતની ત્રીકમદાસના મનની મુરાદ પાર પડી. **ત્યાંથી ઝાડી કપાવી, જગ્યાને બંધાવી તેને પ્રસિદ્ધિમાં આણનાર તથા શ્રી નરસિંહ મહેતાજીની મૂર્તિને ત્યાં પધરાવનાર, તેમજ પરબત દાદાના શ્રી રણછોડરાયજીને જુનાગઢમાં માંગરોળથી લાવનાર પણ ત્રીકમદાસજ હતા.**

આવી રીતે બાલ્યાવસ્થામાં પૂર્ણ અભ્યાસ તે જમાના પ્રમાણે કરીને મહાબુદ્ધિવાન ત્રીકમદાસે, આ લોકમાં પોતાના સ્વામીની રાત્રિ દિવસ નોકરી કરતે, મોટો હોદ્દો ભોગવતે તથા લશ્કરમાં ફરતે ફરતે વખત બચાવી, પ્રેમલક્ષણા ભક્તિથી દ્રવતાં મનોહર પદો રચી તથા પ્રભુનાં નામસ્મરણ, કથા કીર્તન વિગેરે કરી પોતાના આ જન્મની સાર્થકતા કરી પરલોકને પણ સાધી પરમગતિને પામ્યા છે.



## ખંડ ત્રીજો

### (૧) ત્રીકમદાસનાં ગુજરાતી કાવ્યો

नमामि रणछोड पादारविंदं, ब्रह्मादिभिर्वंदित देववृंदैः।
करुणालयं केवलानंदसद्म, संलालितं सिंधुजापाणिपद्मम् ॥

#### પદ ૧–રાગ સારંગ

માહરે રૂડાં વાનાં રણછોડના,
સતતિ સંપતિ પુન્યપ્રતિષ્ઠા, કારજ મનના કોડના. ૧
કામધેન ને કલ્પવૃક્ષ તે, તે નહિ એહની જોડના,
ત્રીકમદાસ આસપરિપૂરણ, પ્રગટ પ્રતાપ પ્રહોડના. ૨

#### ૨–રાગ મારૂ–(બીહાગ)

હું તો વર શ્રી રણછોડ વરી,
અચલ સોહાગ અખંડિત ચૂડો, નિર્ભે માંગ ભરી. ૧
માણુસ માહે મલપતિ ચાલું, મુખપટ પહેરાળું કરી;
સજ્જન હોએ તે જોઈ સંતોષે, દાઝે દુષ્ટ અરી. ૨
ન ટળે આ નવજોબન મારૂં, કૃપા કળા પસરી;
ત્રીકમદાસ ત્રાસ ગ્યો તેહને, જેહને હઇએ વસ્યા હરિ. ૩

#### ૩–રાગ મારૂ

જે જન રણછોડ ભજે,
તેહને એ રસીયો રગીયો, તારા સમ ન તજે. ૧
સન્મુખ થાનાં સામું જોવે, મનડું લે મ્હોઈ,
ચરણ થકી ચીત ચળવા દે નહિ, કામણગારો સોઈ. ૨
ભૂલી પડે તો એ ભેદ ન આણે, દોષે નવ દૂભે;
સંકટ વેળાયે સહાય કરવા, પાસ આવીને ઉભે. ૩

જે કરૂણા પરબતની ઉપરી, સાંભળતા કરણે;
ત્રીકમદાસને દાસ ઠરાવી, સાહી લીધો શરણે. ૪

## ૪-રાગ મારૂ-(બીહાગ)

રહીયે ચરણ કમળની છાયા,
શ્રી રણછોડ સદા નવ વસ્તવ, નવ પલ્લવ રહે કાયા. ૧
આંચ ન આવે આ ભવદવની, મરડી નવ શકે માયા;
કામક્રોધ નવ ગ્રહે નવ પીડે, ઝંખે નહિ જમ રાયા. ૨
મનવાંછીત સુખ ભોગ ભોગવીએ, સુરતરૂ થકી સવાયા;
ત્રીકમદાસ અભય આશ્રિત જન, વેદ પુરાણે ગાયા. ૩

## ૫-રાગ-બીહાગ (મારૂ)

જગમાં ન હોયરે બીજો કોઇ,
શ્રી રણછોડ સરીખડો ઠાકોર, હારી હું જોઇ જોઇ. ૧
અદભૂત ઠવણ પવણ પ્રભો, વચને આરત નાંખે ખોઇ;
જેણે એ ઓળખીઓ તેણે, લીધું તત્વ વલોઇ. ૨
દીઠે મીઠડીયે ઠરે અમૃત, તન શીતળતા હોઇ;
ત્રીકમદાસ તરો ભવસાગર, ચરણે ચીત પરોઇ. ૩

## * ૬-રાગ બીહાગ-(મારૂ મુખ્ય)

આઇ માહરે સેહેણું શ્રી લક્ષ્મીવરનું,
આગેના અવગુણ વિસરી, કલેવર આપ્યું નરનું. ૧
વૈષ્ણવ કુળ બ્રાહ્મણ જ્ઞાતળમાં, પ્રગટ પરમત ધરનું,
સંતતિ સંપતિ પુન્ય પ્રતિષ્ઠા, દાન ગુસાંઇ કુંવરનું. ૨
વળી વિશેષે સુંદર સેવવા શ્રીમન્મુરલીધરનું;
ત્રીકમદાસ વિમુખ જે હરિથી, ધીક આયુષ અમરનું. ૩

* આ પદમાં ત્રીકમદાસે પોતાનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આલેખ્યું છે.

## ૭–ગીત–ઢાળીયું

હું તો મોહી છું રે મહારાજ, લોચનને લટકે;
હું તો ભૂલી રે ઘર કાજ, મુખતણે મટકે. ૧
મારા શિથિલ થયાં સંધાણ, પલવટને પટકે;
મારા પરવશ કીધા પ્રાણ, કાંબલીને કટકે. ૨
તારી મોરલી સુણી મેં આજ, મારૂં મન વટકે;
તારૂં જોતાં સ્વરૂપ રસાલ, આંખડલી અટકે. ૩
મારી ગઇ સુધબુધ ને સાન, પાંપણને ફટકે;
હું તો વિસરી દેહનું ભાન, મન વાંસે ભટકે. ૪
ત્રીકમજી તારૂં હેત, મારા હઇયામાં ખટકે;
મારૂં ચોરી લીધું ચીત, ચાલી તણે ચટકે. ૫

## ૮–રાગ–ખંભાતી

વરીયો વરીયો શ્રી વૈકુંઠનાથ ધણી;
કરીયો કરીયો સ્નેહ એ સાથે, તપત ટળીરે મારા અંગતણી. ૧
મુખડું જોતાં મોહની લાગી, શું કહું સહિયર વાત ઘણી;
કામણગારાં નેણ નાથનાં અતિ સુંદર એની નાક અણી. ૨
જેના ગુણનો પાર ન પામે, શિવ સનકાદિક સહસ્રફણી;
ત્રીકમદાસ આમપરિપુરન, શ્રીડાકોર ઠાકોર દેવમણી. ૩

## ૯–રાગ ખંભાતી (મારવાડી ભાષામાં)

રસીયા રજની રમી રંગ માણોજી,
કબકી ઠાડી અરજ કરું છાં, સાહેબ સુરતા આણોજી. ૧
મેં દાસી છાં, બીના મોલરી, ભરજોબનરો ટાણોજી;
ત્રીકમદાસ આસ પરિપુરન, પૂરવ પ્રીત પીછાણોજી. ૨

## ૧૦-રાગ પ્રભાતિ—કેદારો*

કર્મ જોગે જાંહાં જાંહાં ફરૂં જાવવા, ત્યાંહાં ત્યાંહાં આપની ભક્તિ દેજો.
કીટ પક્ષી સરી સર્પ નર પશુ વિષે, રખે વિસારો, સંભાળ લેજો. ૧
સાધુની સંગતિ, સેવ હરિભક્તની, આશ વિશ્વાસ એક ચરણ ચંતે;
વાસના ત્યાગ, અનુરાગ નિજ નામનો, ધ્યાન ગુણગાન સુખઆદિ અંતે. ૨
વાસ વ્રજભૂમિનો, દાસ દાસત્વતા, અવર ઇચ્છિત નથી નાથ મ્હારૂં;
મુક્તિને જુક્તિના જીવ બીજા હશે, ત્રીકમદાસને એક શરણ ત્હારૂં. ૩

## ૧૧-રાગ ધન્યાશ્રી

નિર્મળ જળ હરિગુણ ગંગામાં, જે જન નિત્ય પ્રતિ નાહશેરે;
જનમ જનમનાં પાતક તેહનાં, પળ એકમાં પળાશેરે. ૧

---

* ટીપ્પણ—આ પદ છેલ્લું ગાઇને ત્રીકમદાસ ભક્ત ડાકોરમાં શ્રીરણછોડજીને શરણે ગયા હતા. આ પદનો ભાવ અતિ ઉત્તમ છે. પાંડવ ગીતામાં માતા કુન્તિએ ભગવાનની સ્તુતિ કરતાં વિનતિ કરી છે કે, (स्वकर्म फलनिर्दिष्टां यां यां योनिं मजाम्यहम् । तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढास्तु मे ॥) મારા કર્મના ફળ તરીકે હવે જે જે યોનિમાં મારે જવાનું થાય, ત્યાં ત્યાં, હે ઇન્દ્રિયોના પ્રભુ, તારી ભક્તિ મને આપજે. આ જ પ્રકારની વિનતિ મહાત્મા ત્રીકમદાસે પણ કરી છે. ભક્ત નરસિંહ મેહેતે અને દયારામે પણ એવી સહૃદય પ્રાર્થનાઓ કરી છે. એટલે ભક્તિનો સંપ્રદાય એકધારો પરાપૂર્વથી વહ્યો આવ્યો છે. સંન્યાસ માર્ગી જ્ઞાનીઓ જગત-સંસારને મિથ્યા માની તેમાંથી છુટવા માગે છે, ત્યારે ભક્તો કહે છે કે સંસાર જૂઠો ભલે હોય, જગત ખોટું ભલે હોય, તે ત્યાગ કરવા જેવું પણ ભલે હોય, ગર્ભવાસનું દુઃખ પણ ભલે મોટું હોય, સંન્યાસીઓ અને યોગીઓ અભેદ ભાવને પામી મુક્તિનો લાહવો ભલે લેતા હોય, પણ અમને તેમની જરાએ અદેખાઇ નથી; પણ જ્યાં સુધી આ ભૂતલ ઉપર અનેક વાર અવતરીને શ્રીકૃષ્ણની ભક્તિ કરવાનો લાભ મળતો હોય તો તે સર્વ દુઃખો અમે સહન કરવાને તૈયાર છીએ; અમારે વૈકુંઠ નથી જોઇતું, સ્વર્ગ નથી જોઇતું, મુક્તિએ નથી જોઇતી; પણ જૂઠા જગતમાં અવતરીને વારે વારે

કમળ નેણનું કીર્તન કરતાં, કુળ કૃતારથ થાશેરે;
તેનાં ભાગ્યતણો જે મહિમા, જગ સચરાચર ગાશેરે. ૨
નહિ તેને ગર્ભવાસ વેદના, નહિ તે નરકે ધાશેરે;
ત્રીકમદાસ આશ પરિપૂરણ, જોતાં વૈકુંઠ જાશેરે. ૩

---

એક શ્રીકૃષ્ણની અંતઃકરણપૂર્વક ભક્તિ કરવાની તક મળે અને સાધુની સગતિ મળે, તો બસ છે ઇત્યાદિ. આવી ભાવનાવાળા ભક્તો નરસિંહ, ત્રીકમદાસ, પર્વત મહેતો, દયારામ, મીરાંબાઇ, નામદેવ, તુકારામ વગેરે હતા. નરસિંહ મેહેતે ગાયું છે કે,

"હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારરે;
નિત્ય સેવા, નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારરે."

તે ઉપરાંત નરસિંહ મહેતા કાવ્યમાં આપેલું પાને ૫૩૭ મે પદ ૧૨૮ મું જુઓ.

અત્ર સામાન્ય વાંચનારને એવી શંકા થશે કે, આવા ઉત્તમ કોટીના ભક્તને પણ પોતાના મોક્ષ માટે શંકા થઈ આવવી અને આવી પ્રાર્થના શા માટે કરવી પડતી હશે ? આનો ઉત્તર કર્મ વિપાકના જાણકારો એવો આપે છે કે, મનુષ્યનાં સર્વ કર્મો જાણી શકાતાં નથી, તેમ સર્વ કર્મો અનુક્રમે જ ફળ આપવા આવતાં નથી અને કયું કર્મ કયે સમયે ફળ આપવાને ઉન્મુખ થશે, તેનો કશો નિયમ નથી. એટલે ભગવાનની ભક્તિ કરતાં પણ અંતિમ વાસના જગતની કોઈ વસ્તુમાં રહી ગઈ હોય તો તેનાં પાછલાં કર્મો ફળ આપતાં રહી જાય અને અંતિમ વાસના ફળ આપવા આગળ આવે છે. એટલે આપણા આ શરીરના પતન બાદ જીવાત્મા કઈ યોનિમાં જશે, કે મુક્તિને પામશે, તે કોઈ પણ નિશ્ચયથી કહી શકાતું નથી. તેથી જ્ઞાની ભક્તો આવી પ્રાર્થના કરે છે કે કર્મધર્મ સજોગે અમારી કોઈ વાસનાથી અમે મુક્તિ ન પામતાં કોઇ યોનિમાં જનમીએ, તો પણ હે પ્રભુ, તારી ભક્તિ કરવાની શક્તિ ત્યાં પણ આપજે ઇત્યાદિ. ત્રીકમદાસ તેથી તો આરંભમાં જ કહી નાંખે છે "કર્મ જોગે". આ ઉપર ભાગવતમાં ભરત અને મૃગબાળનું આખ્યાન વિખ્યાત છે. સ્વ. ઈચ્છારામ સૂ. દેશાઇએ પોતાના રચેલા ચન્દ્રકાન્તમાં આ વિષય ઉપર "સંન્યાસી અને બોરનું ફળ" ની કથા આપી છે તે વાંચવાની વિનતિ છે.

### ૧૨–રાગ રામગ્રી

નાથજીરે નહિ મેલુજી રે, તારો પાલવ પરમાનંદ,
ચરણ કમળ ઉપરી પ્રીત થાશુ, જેમ અલી અરવિંદ. ૧
ઘણા દિવસનો મુજને લાગો, છબીલા તારો છંદ,
તે કયમ ટળે આજનો ટાલ્યો, એવડો સ્નેહ સબંધ. ૨
સન્મુખ થાઓ 'મ'વાલો, મારા વાહલા, હવે ફેડો ભવફંદ;
ત્રીકમદાસ અધમ અપરાધી, તમે છો ગીરવા ગોવિંદ. ૩

### ૧૩–રાગ ધનાશ્રી

પાલવ સાહયો મેં નાથ તમારો, બીમરૂં હું, રખે તમે રે વિસારો;
પાનનપતિત બીરદ જો ધરો, મુજ પતિતને શે ન સંભારો ? ૧
ભવસાગર દુસ્તર અતિ ખારો, અમૃતરૂપી દેખાડોરે આરો,
ખળીઆ બીરદ પોતાના વિચારો, ત્રીકમદાસનો ત્રાસ નીવારો. ૨

### ૧૪–રાગ કેદારો

શામ્ય જદુનાથ મુજ નાથ* તુજ હાથમા, રખે કોઇ અવરને હાથ આપે,
કરમના ભોગ સુખદુ ખદાયક થયા, ભવતણા પાસ તે તું જ કાપે ૧
જન્મ નિષ્ફળ ગયો, ખણખણુ નાચતાં, ટીણ બુદ્ધે લહ્યુ સરળ સાચુ;
ઝાઝવાને જળે, તરસ તે કેમ ટળે, કૃષ્ણ કરણા વિના કોઇ કાચું ૨
કેશ ઉજ્જાળ થયા, મન મલીન નવ ટળ્યુ, કાલ તાકી રહ્યો જાળ માંડી,
સ્વર્ગને મૃત્યુમા કોઇ સમરથ નથી, કયા જાઉં શામળા શરણ છાંડી ૩
આપી અવસર ચતુરનર રખે ચુકતા, ચુકતા બીરદ ખળીઆ વિસારી;
કર્મને ધર્મનું વર્ચસ ભારે નથી, પરમ છે ત્રીકમા આસ તારી. ૪

### ૧૫–રાગ કેદારો

નાથ મેહેલુ નહિ પાલવ હાથથી, એક જ આશ્રય ગ્રહ્યો આદિ તારો;
અધમ ઉધારણ બીરદ ગાજે જાહા, શુ કરે દેવ ત્યાહાં દોષ મારો. ૧

---

* નાથ=નાકમા ઘાલવાની નાથ, દોરી, લગામ.

અધિક દોષી અજામેલ બહુ જન્મનો, અંતકાળે અવસ્ય પુત્ર પ્રીતે;
અર્ધ નામે અભય પદ આપીયું, કાપીયું કષ્ટ તેં રાજ રીતે. ૨
જાર જડીયો નહિ, ભંગ આશા થઇ, આલે શુક સાથી અબળા વસુધી;
નામ પ્રતાપે ગણીકા વૈકુંઠ ગઇ, સાખ્ય પુરે શ્રુતિ આજ સુધી. ૩
પ્રબળ સુદ્દગળ અતિ બળ કરી હારિયો, રામ સંભારિયો સહજ ભાવે;
જબજો ઝુડ ગજરાજ ઉગારિયો, વાર લાગી નહિ વહાર આવે. ૪
એ જ રીતે કઇ કોટી પાવન કર્યા, પતિત ખંજ્યા વેપધારી;
ત્રીકમદાસની આશ પુરણ્ કરો, નામની મામ રાખો મુરારી. ૫

## ૧૬–રાગ કેદારો

તું મારૂં સુરતરૂ શામળીયા, કામધેન મન પુરણકોડ;
તું મારૂં ચતુર ચિંતામણિ, તું મારી રિધસિધ રણછોડ. ૧
તું મારૂં જપ તપ તીરથ વ્રત, દયા દાન તું દ્વારકાધીશ;
તું મારૂં સાધન, આરાધન, જે કહીયે તે તું જગદીશ. ૨
તુજને તજી ભજું નહિ બીજો, ત્રાહે ત્રાહે નથી ત્રીજી વાત;
તું દાતા હું દીન દામોદર, અવર ઉપાસે લાજે જાત. ૩
વરીયો તે પર હરિયો ન જાએ, ઓળખીયો અળગો ન કરૂં;
ત્રીકમદાસ આસ પરિપૂરણ, તું તારાં તો હું જ તરૂં. * ૪

---

* આ પદમાં त्वमेव माता च पिता त्वमेवनो અથવા રામરક્ષા સ્તોત્રમાં माता रामो मत्पिता रामचन्द्रः એ પ્રસિદ્ધ સ્તુતિઓનો અનન્ય ભાવ રહેલો વાંચનારને જણાશે. એક પ્રાકૃત કવિએ એવી જ એક સ્તુતિ રચી છે, જે સુંદર લાગવાથી અત્ર આપી છે.

માત તું હી, ગુરૂતાત તું હી, મિત ભ્રાત તું હી, ધન ધાન્ય ભંડારો;
ઈશ તું હી, જગદીશ તું હી, મમશીશ તું હી, પ્રભુ રાખન હારો;
રાવ તું હી, ઉમરાવ તું હી, મનભાવ તું હી, મમનયનકો તારો;
સાર તું હી, કીરતાર તું હી, ઘરબાર તું હી, પરિવાર અમારો.

નાથ વડે નિર્ભય સપરાણાં, અવર લોકને આંહિ;
ત્રીકમદાસને સન્મુખ રેહેજો, જોહાં જોહાં સમરૂં ત્યાંહિ. ૩

## ૨૦–રાગ રામકલી અથવા બીહાગ

પ્રાગટ્ય પરબત કેરે ધામ,
પંખા કેરા દંડને પંખા, વૈષ્ણવ થાપ્યું નામ. ૧
આનંદ અંગ અહોનિશ અમને, નીરખી સુંદર શ્યામ;
શું રે કહું સીમા થઇ સુખની, પધારે જુગ વિશ્રામ. ૨
અતિ ઉદાર અતિ અદલક એવો, ન મળે કોઇ ઠામ;
શ્રીરણછોડ બીના સેવકનાં, કોઉ ન સારે કામ. ૩
આવ્યા મૂળ મંગળપુર માંહે, અચલ જીરણગઢ ગામ;
એવી કૃપા અંતરથી કીધી, તેને કરંત પ્રણામ. ૪
અષ્ટસિદ્ધિ નવ નીધી ગૃહે પરબત, બસતહેં આઠો જામ;
તત્ક્ષણ તારી કુલ અરૂં, ત્રીકમદાસની પુરી હામ. ૫

## ૨૧–રાગ મારૂ

નીરખીને હરખીરે હરિમુખ, નીરખીને હરખી;
ઈ શુકનની હું બલીહારી, મારી બાહુંલડી ફરકી. ૧
વીતી રાત વાટલડી જોતાં, આકુલ બ્યાકુલ થાઉં;
આવી અચાનક દરશન દીધુ, ફુલી અંગ ન માઉં. ૨
લોચન્ લાલ કસુંબે પાધે, મોહન મસમસતાં;
ત્રીકમદાસની આશા પુરવા, આવ્યા હેનેશું હસતા. ૩

## ૨૨–રાગ રામકલી

ભજન વિના ભૂતલમાં પ્રાણી, અવર નથી ઉપાયે રે,
ભવસાગર તરવાનું તારૂં, આયુશ એળે જાયે રે. ૧

## ૧૭–રાગ કેદારો

નામ ધર્યું રણછોડ જે વારે, છોડતાં રણ* વિલંબ કશી;
વિષય કરતાં વીત્યું આયુષ્ય, વીનતડી કાં મન ન વશી. ૧
બળ નથી કરતું ને સ્થળ નથી મળતું, સુતાં બેઠાં સહજ સુભાવ;
જા તુંને છોડ્યો એટલકું, મુખ્ય કહેતાં આળસ શું માહાત. ૨
નથી કીધાં તીરથ વ્રત મોટાં, નથી કીધાં મેં જપ તપ જાપ;
દશ પેઢીથી દેશ વછુતી, મારે શીશ તમારી છાપ. ૩
પાપી તોએ તમારો પાળેલ, બાપ નચંત થઈ બેસીશ આ;
પરમત પેર પધાર્યા ત્રીકમ, નહી તારો તો જાઇશ કયાંહાં? ૪

## ૧૮–રાગ કેદારો

અધમ ઉધારન બિરદ ધર્યું તો, તો મુજને ઉધાર હરિ;
મહા અધમ મુજ સરખો પાપી, મળશે નહિ મહારાજ ફરી. ૧
અજામેલ નહિ મુજ સરખો, મુજ સરખો નહિ બીજો કોઇ;
એક હું એક અધમનો અધિપતિ, માધવ મન વિમાસી જોઈ. ૨
ભક્ત વત્સલ, શરણાગત વત્સલ, બીજા માટે હશો વ્રજરાજ;
પાવન પતીત, અધમ ઉધારન, એ બે આંગત મારે કાજ. ૩
વચન તણે વિશ્વાસને વાહલા, કરી અધમતા અધિક ગણી;
પાળી બીરદ પોતાના ત્રીકમ, દયા કરો ડાકોર ધણી. ૪

## ૧૯–રાગ રામગ્રી

અવગુણ આણીશ માજી રે, કાંઇ આપણા અંતર માંહિ;
ગુણ સાગર રણછોડ છબીલા, રાખો ચરણ કમળની છાંહિ. ૧
અપરાધી પણ અમે તમારાં, તમે અમારી બાંહિ;
પ્રાણનાથનો પાલવ મ્હેલી, કહોની જાઇએ કયાંહિ. ૨

* રણ એટલે ઋણ, દેવું, કરજ.

નાથ વડે નિર્ભય સપરાણાં, અવર લોકને આંહિ;
ત્રીકમદાસને સન્મુખ રેહેજ્જો, જ્યાંહાં જ્યાંહાં સમરૂં ત્યાંહિ. ૩

## ૨૦–રાગ રામકલી અથવા બીહાગ

પ્રાગટ્ય પરબત કેરે ધામ,
પંક્ષા કેરા દંડને ખંક્ષા, વૈષ્ણવ થાપ્યું નામ. ૧
આનંદ અંગ અહોનિશ આમને, નીરખી સુંદર સ્યામ;
શું રે કહું સીમા થઇ સુખની, પધારે જુગ વિશ્રામ. ૨
અતિ ઉદાર અતિ અલક એવો, ન મળે કોઇ ઠામ;
શ્રીરણછોડ બીના સેવકનાં, કોઉ ન સારે કામ. ૩
આવ્યા મૂળ મંગળપુર માંહિ, અચલ જીરણગઢ ગામ;
એવી કૃપા અંતરથી કીધી, તેને કરૂંત પ્રણામ. ૪
અષ્ટસિદ્ધિ નવ નીધી ગૃહે પરબત, બસતહેં આઠો જામ;
તત્ક્ષણ તારી કુલ અરૂં, ત્રીકમદાસની પુરી હામ. ૫

## ૨૧–રાગ મારૂ

નીરખીને હરખીરે હરિમુખ, નીરખીને હરખી;
ઈ શુકનની હું બલીહારી, મારી બાહુંલડી ફરકી. ૧
વીતી રાત વાટલડી જોતાં, આકુલ વ્યાકુલ થાઉં;
આવી અચાનક દરશન દીધુ, ફુલી અંગ ન માઉં. ૨
લોચન લાલ કસુંબે પાધે, મોહન મમમસતાં;
ત્રીકમદાસની આશા પુરવા, આવ્યા હેતેશું હસતા. ૩

## ૨૨–રાગ રામકલી

ભજન વિના ભૂતળમાં પ્રાણી, અવર નથી ઉપાયે રે,
ભવસાગર તરવાનું તારૂં, આયુશ એળે જાયે રે. ૧

ભજન તણું પ્રત્યક્ષ પારખું, અજામીલ સુત નામે રે,
તેમ જો જે ગનીકાને તારી, સુઓ *ભણા વિસામે રે. ૨
સાધન તીરથ દાન તપસ્યા, કરમ કરે કોઈ કાલે રે,
હરીનું નામ હુતાસન કણિકા, શીઘ્ર પાપ પ્રજાળે રે. ૩
મુકિતનું મૂલ જગતનું જીવન, ધરમનણું એ ધામ રે,
ત્રીકમદાસ આશ પરિપૂરણ, જપીએ આઠે જામ રે. ૪

## ૨૩–રાગ રામકલી

રામકૃષ્ણનું નામ સમરતાં, રોહેજે સાગર તરીયે રે;
જનમ જાલજંજાલ મરણનું, આવાગમન ઉગરીએ રે. ૧
જેટલું સામર્થ્ય રામ નામનું, રસનાયે શું કહું કથી;
તેટલું પાતક કરવા પ્રાણી, જન્મ્યો આ જુગ માંહે નથી. ૨
તેહણે ત્રીકમ તૃષ્ણા મૂકી, સુધીશ મા હરી નામ ચવે;
નીરભે પદ દાતા નારાયણ, ભક્ત પરાયણ ભવોભવે. ૩

## ૨૪–રાગ બિલાવલ

નેહ લોભાણો નાહિલીયો, મુજ પાસેથી પહરો ન થાયે રે,
વેણવલુંધો વાત કરે રે, જા કહેતા નવ જાયે રે. ૧
અણુતેડ્યો આકુળીયે વાહાલો, વળગ્યો આવે વાંસે રે,
પ્રીતતણી ગતિ તે જાણે, જે પડે પ્રીતને ફાંસે રે. ૨
એક નીમેષ ન દેખું આંખે, જો માહારો જીવન પ્રાણ રે,
ખાનપાનનું શું કહું સજની, પ્રાણ કરે પરિયાણ રે. ૩
સર્વસ્વ સોંપીને લજ્જા લોપી, કંથ કહે તે કરીયેં રે,
ત્રીકમદાસ આશ પરિપુરણ, વાંછીતડો વર વરીયેં રે. ૪

* સુઓ એટલે શુક, પોપટ.

## ૨૫–રાગ રામગ્રી

શાં સુકૃત કીધાં નંદરાણી,
અખિલ બ્રહ્માંડનો નાથ નારાયણ, તે તારો સુત સારંગ પાણી ! ૧
જેનાં ચરણને મુનીવર વંદે, નિગમ નેતિ નેતિ વાણી,
તેહનું તું હાલરૂં હુલરાવે, રૂચ ઉપજાવે કહી કાણી !* ૨
મુકતીનો દાતા, જગતનો ત્રાતા, દશદીગપાલનો દાણી,
એટલડા માંખણને માટે તેં બાંધ્યો બાઈ ઉખલ તાંણી ! ૩
આદી નીરંજન જગતનો સ્વામી, જોગી ન શકે જાણી,
તેહેની તું આંખડલી રે આંજે, કેશ સંવારે ઉલટ આંણી ! ૪
બાલક થઈ ક્રીડે ઘરદ્વારેં, કહાવે પુરૂષપુરાણી,
તારાં ભાગ્ય ભણે શું ત્રિકમ, હાર્યા બ્રહ્મા વેદ વખાણી ! ૫

## ૨૬–રાગ રામગ્રી

તે ક્યમ મુકીયે રે, જે અધ ક્ષણ મુકયો ન જાયે;
જ્યાંહાંરે જોઉં ત્યાં જીવન માહરી, આંખથી અળગો ન થાયે. ૧
નેણુ વેણુમાં વસી રહ્યો વહાલો, રમતો હદીયામાંહે રે;
બાણે બેઠો સેજલડીયેં સન્મુખ, સ્વપ્ને બાંહુડી સાહે રે. ૨
પ્રેમ પહોડો પીયુડો મારો, દોશ પડે ન દુભાયે રે;
ત્રીકમદાસ આશ પરિપુરણ, રોમ રોમ રસ પાયે રે. ૩

## ૨૭–રાગ રામગ્રી

તે ક્યમ વીસરે રે, જે વસી રહ્યો મનમાંહે,
પ્રાણનો પ્રાણ સંસારનું સરવસ, જીવનધન કહેવાયે. ૧
રૂપે રૂડોરે વહાલો, ગીરવો ગુણભંડાર,
હેતેં હલ્યો હળ્યો હળ્યોરે આવે, અબલાનો આધાર. ૨

---

* કાણી–કહાણી, વાર્તા.

વશ કરી લીધાંરે, વશીકરન એ પાસ,
ત્રીકમદાસ આશ પરિપુરન, સ્મરૂં શ્વાસોશ્વાસ. ૩

## ૨૮–રાગ રામગ્રી

ગઇ તે પાછી ન આવે માહરી સજની, ગઈ પાછી ન આવે,
એક પલક હરિ ભજન વિનારે, ફરીફરી તું નહી ફાવે. ૧
આ અવસર આ દુર્લભ દેહી, ગોવીંદના ગુણ ગાવે,
સુફલ કરી લે તું સકુલ સાહેલી, પછી પડીશ પસ્તાવે. ૨
જીવન ચપલ ચમક ચપલાની, તે વાર નહીં વહી જાવે;
જહાં લગે શ્વાસ ત્યાંહાં ભજ્ય ત્રીકમ, દાસપણાને દાવે રે. ૩

## ૨૯–રાગ રામગ્રી

આ શી તારી ટેવ, મારી સજની,
પીયુ પગભર ઉભા કરજોડી, તે સકલ દેવના દેવ. ૧
ઘુંઘટ ન છોડ્યાં ને નેણુ ન જોયાં, આવડો શો અહંકાર;
જોબન જલમલ ચાર દીવસનું, તે વહેતાં ન લાગે વાર. ૨
હું થાકી, મારી વાણીરે થાકી, તું નવ થાકી વાલી;
હેત કરે તેશું હઠ નવ કરીએ, પગ ભરીયેરે સંભાલી. ૩
મનમાં રીઝ, ખીજ મુખ ઉપર, સુણતાં આવ્યું હાસ;
અંતર ટાળી મલાવ્યું રસીયા, તતક્ષણ ત્રીકમદાસ. ૪

## ૩૦–રાગ ધન્યાશ્રી

તારાં ભાગ્ય વીચાર,
હેલી ભુવન પધારે, તેં હરી ક્યાંહાંથી [illegible] તારે.
જેને દેવ મુનીશ્વર ગાયે, તેં તુજ આ[illegible] ખાયે.
જે હરિ વિરહ વ્યથા વિષ સુરણ, ત્રી[illegible]

### ૩૧–રાગ કાફી

ધોળી જાઉં ગોવીંદા, તારૂં મુખડું ગુલાલે ભર્યું,
ઉપરી ટબકાં અબીર તણાં, હરી કેસર તીલક કર્યું. ૧
મોગરેલમાં મસમસતા હસતા, આવી કરો છો આલ્ય,
મારગ જાતાં માણસ જોતાં, ઘેહેલા ખાશો ગાલ્ય. ૨
ઘરખૂણે દુરીજન નવ દુણે, ઉણે અદકે હાસ,
વીતી વાત કાલ્યની કહેશે, તુજને ત્રીકમદાસ. ૩

### ૩૨–રાગ વસંત

નવલ વસંત હસંતી વિનતા, નવસત સાજ્ય શૃંગાર કરી;
કેસર બોળી સાડી ચોળી, કનકથાળ કર સુભગ ભરી. ૧
ગાતી વાહાતી જોબનમાતી, નાચંતી નદભુવન ગઈ;
અતર ગુલાબ અરગજા કુમકુમ, છાંટે અબીલ ગુલાલ લઈ. ૨
કોડે વધાવે નંદકુંવરને, ઉમગી દે આશીષ ઘણી;
કોટી વસંત રમી રમી પુરો, આશા ત્રીકમદાસ તણી. ૩

### ૩૩–રાગ વસંત

જા જા જોબન રાતા માતા, આલ્ય અંમારી કરીશ મા,
જાણીને સાંખું છઉં જીવન, મન અભીમાન ધરીશ મા. ૧
હું તું સરખી નથી રે નીર્લજ, ફોકટ વાંસે ફરીશ મા,
અણીઆલી આંખડલી મારી, હૈયું કેહેનું હરીશ મા. ૨
વારૂં છઉં વ્રજ જીવન વહાલા, ધુર દેખતાં ભરીશ મા,
ત્રીકમદાસ આશ પરિપુરણ, મોહન મનમાં ડરીશ મા. ૩

### ૩૪–રાગ પ્રભાતી

મંગલ ગાયેરે માંનુની, મંગલ ગાયે,
વહાલાનું મુખ જોવા હઇડે હરખ ન માયે. ૧

ટોળે ટોળે આવે વધાવે વૈકુંઠરાયે,
પરવત કેરાં પુન્ય સંભારી, ગદગદ થાયે. ૨
ચીર ચોલી ચર્ણો ઝમકે નેપુર પાયે,
ત્રીકમદાસ નીહાલી શોભા વારણે જાયે. ૩

### ૩૫–રાગ પ્રભાતી

જસોદાના ઘરની શોભા જોઇને. મોઈ,
સઘળે સોહામણુ દીસે, સમોવડ નહી કોઈ. ૧
જોહાં જોઉં ત્યાંહાં ઝળહલ ઝળહલ, બીજું નવ સુઝે,
નાહાનાં વિધિની નવલખ ગાયો, આંગણીયે દૂઝે. ૨
ધુમી રહ્યાં ગોરસડાં સુનાં રૂપાને ગોળે,
મંગળ ગાયે છે માતુની મળીને ટોળે. ૩
માંગીયે માતાજી આગળ અલબેલો રમે,
અષ્ટસીધી નવેનિધિ એહેનાં, ભુવનમાં ભમે. ૪
નંદજીનાં ભાગ્યને હું તો નીરખીને હરખી,
પ્રેમદા પુન્યવંત નહી કોઈ જસોદા સરખી. ૫
ગોકુલનું ઘરેણું શ્રીદાહાનંડ કુલનો દીવો,
ત્રીકમદાશ આસ પરિપુરણ જુગ જુગ જીવો. ૬

### ૩૬–રાગ ખંભાતી

માહારે મોહોલ આવજો મદમાતાજી,
કેસર ભીંના કાહાન કુંવર વર, કામનીયાં રંગ રાતાજી. ૧
લટકતી ચાલે લાડસ ઘેહેલા, વેણુ મધુરી વાતાજી,
ત્રીકમદાસ આસ પરિપુરન, રાગ ખંભાતી ગાતાજી. ૨

### ૩૭–રાગ પરજ (મારે શ્રીરામની રક્ષા, એ રાગ)

હરી ગુણ ગાની ઘેહેલા,
પંડ પડતાં પેહેલાં પંજર ભાંગે, પ્રાણ પંખેરૂં ઉડી ચડે આકાશ,
મનખો ખોઇ મૂઢ જનમમાં, મળવાની શી આશ. ૧

સત સંગત સુખ સ્વર્ગે દુર્લભ, બ્રહ્મલોક કૈલાસ,
તે સુલભ ભૂતલમાં તાહરે, દુઃખ ભાંગે ત્રીકમદાસ. ૨

### ૩૮–રાગ પરજ

જાવાદેને, ઝાલાસ માં છેડો, કાનુડા મેહેલને કેડો,
આગે લોક અદેખાં કહે છે, આલ ચડાવીને એહ;
આ નારીને નાહાનપણાથી નંદકુંવરસું નેહ. ૧
સાંભળી કાંને સાંખી રહું છું, કાહાંનજી કુંકા લોલ,
આ શેરી મારા સાસરીયાની, પેલી પીહરની પોલ. ૨
ખાંત હોએ તો આવ એકાંતે, પુરીશ તારી આશ.
દાસી છઉં ત્રીકમ તમારી, દૃઢ રાખજો વિશ્વાસ. ૩

### ૩૯–રાગ પરજ

બાઈ મારે પ્રીત બંધાણી રે, કાહાંનુડો મહીનો દાણી,
માથે મટુકીને મહી વેચતી, શ્રીવૃંદાવન સુઝાર,
અલવે આવી છેડલે વળગે, નટવર નંદકુમાર. ૧
મુખડું જોતાં મોહીની લાગી, ભુલી દેહનું ભાંન,
ગોરસ સાટે ગ્વાલણી ઘેહેલી, કેહેતી લ્યો કોઈ કાહાન. ૨
ઉચેયેં ઇંદ્રાદીક પેખે, વાંછતા વ્રજવાસ,
એ લીલા રસ પાનપાંનના, તરસા ત્રીકમદાસ. ૩

### ૪૦–રાગ પરજ

મારે હરી સાથે હેલો, કાહાંને કહીયેં થાશે મેળો,
જે દાહડાનો નૈણે ન દીઠો, કામણગારો કહાન,
તે દાહડાની થૈ છઉ ઘેલી, ભૂલી ગઈ શુદ્ધી ને સાન. ૧
જે જાણે તે લોક કરો નેં, આવી ચડાવો આલ,
પાતલીયા કેરી પ્રીતડી કેરા, લખીયા લેખ કપાલ. ૨

મોર મુકુટ પીતાંબર પેહર્યું, મુરલી મનોહર હાથ,
છેલ છબીલો નંદનો છૈયો, ત્રીકમદાસનો નાથ. ૩

### ૪૧–રાગ પરજ

રઘુવર રામજી સીતા, ભજી લેને મ્હારા મીતા;
બલ નથી કરવું બાહાર નથી ફરવું, નથી ખરચવું દામ,
સુતાં બેઠાં સેહેજે સમરે, તેના રખવાલા શ્રીરામ. ૧
નામ પ્રતાપે પરબત તરીયા, ભરીયા દરીયા માહે,
માનવ તુજને વાર કશી, હરી નામને નાવ પસાયે. ૨
અક્ષર એક કહે ગજ તાર્યો, જમલો જલચર જેહ,
ત્રીકમદાસ ત્રાસ સ્યો તેહેને, બેશું બંધાણો નેહ. ૩

### ૪૨–રાગ પ્રભાતી (રીસાવ્યાં રહીયે નહીં, એ રાગ)

કોણે સમુરતે સાંચરી, મહી વેચવા માટે,
મારગમાં માહવો મલ્યો, મધુવન કેરી વાટે. ૧
છબીસું આવી છબીલડે, મારો છેલડો ઝાહાલ્યો,
તે ટાણે ત્રીજું નહિં, હુંને મહારો વહાલો. ૨
જે સુખ ભોગવીયું સખી, તે તો કહ્યુંરે ન જાયે,
કોકકલારસ ક્રીડતાં ભીડતાં ભુજ માંયે. ૩
એહવાંરે શુકન મારે નીત હજો, મોહનશું રે મલો,
ત્રીકમદાસ તે દીન થકી, હરી સાથે હેલો. ૪

### ૪૩–રાગ પ્રભાતી

નેણાંમાં શ્રીનાથજી, કૃષ્ણ કીકીને ક્યારે,
નંદ નંદ વીલસી રહ્યાં, મ્હારી પુતલીને પારે. ૧
શ્રીમદ વલ્લભ વાણીયેં, વિઠલવર વશીયા,
શ્રીમોરલી મનોહર મહા પ્રભો, મોહારી રસનાયેં રસીયા. ૨

ઉરે રમે રણછોડજી, હરી બેઠા છે હૈયે,
પુરૂષોતમ પુરણકલા, મહારા પ્રાણને પઇયે. ૩
ચરણ ચતુર્ભુજ ચિત્તમાં, મનમોહન મોહેલે,
રોમરોમ રઘુકુલપતિ, કરૂણાંને હેલે. ૪
હુંમાં હું કાંઇ નથી, જાંહાં જોઉં તાંહાં વહાલો,
શ્રમ કીધે કાંઈ નવ સરે, પીયો પ્રેમનો પ્યાલો. ૫
વણ સાધન સુકૃત કર્યું, પોતે પોતાનો જાણી,
ત્રીકમે ત્રીકમદાસને લીધો શરણે તાણી. ૬

૪૪-(હું તો આહીરી તારા લટકાને એ રાગ)

કાંઈ કાંઈ કામણગારીરે, મુરલી મુરલીધરની બાઇ,
નીર્લજ કીધી નારીરે, વાહાલે વૃંદાવનમાં વાઇ. ૧
વાહાલે વૃંદાવનમાં વાઇ, ગાઈ મધુરાં તાનરે,
અવલાં ચીર અધુરાં અંજન, પગનાં પહેર્યાં કાન. ૨
ચુલે પાક પરીસ્યાં ભોજન, ઉકૃણતાં પય પાણીરે,
બ્રેહ વ્યાપો વિનતા વનિવાટે, જાતાં કોઇ નવ જાણીરે. ૩
દોહોતાં ગાય વલોતાં ગોરસ, રોતાં નાહનાં બાલરે,
સુતા પતિ સેજડીયે મુકી, ઉ(ઠી)જાણી તતકાલ. ૪
કુલ અસ્ત્રીનું કર્મ નહીં, આ કુલટા કેરી રીસ રે,
પરણ્યા પતિ શું પ્રેમ ન રાખે, રાખે પરશું પ્રીસરે. ૫
અણતેડ્યાં આકૃણીયે આવ્યાં, અર્ધનીશા આ ઠામરે,
એકલડાં ઉઠી ઉજાણ્યાં, કોહોની શું છે કામ ?. ૬
વનમાં બીહીક વાઘ વિષધરની, તમે નવજોબંન નારરે,
પાછાં જાઓ સુતને પોષો, સંતોષો ભરતાર. ૭
વિહવ્લ થૈ આવ્યાં વનમાંહે, વાહાલા શી કહો વાતરે ?
વિરસ વચન સાંભળતાં વિનતા, માંડ્યો અશ્રુપાત. ૮

નીચું જોઇ નેણાં લોઇ, ધીરજ આણી મન રે,
શ્યામણાં થઇ બોલ્યાં, ત્રીકમ ગદગદ ગોપીજન. ૯

## ૪૫–રાગ કાફી

હુંપણું ન ચાએ તારૂં જ્યાંહાં લગે હીન,
તાંહાં લગે તું ન ટળે પારકો આધીન. ૧
જ્યમ, રવી વાદળામાં દીસે દ્યુતિક્ષીન,
ત્યમ તું વાસના ભાવે, ભાસે છે મલીન. ૨
સમજીને સંભાર્ય રૂપ પોતાનું પ્રવીણ,
ત્રીકમ તું આદી અંતે અમલ ને અદીન. ૩

## ૪૬–રાગ કાફી

સુરતની સાધના રે સંતો સહુ સાધનનું સાર,
રાત દીવસ બાંધી રેહે તેહેને દૂર નથી દેદાર. ૧
સુંદર શ્યામવરણને ચરણે જ્યેં આતમનો આધાર,
હેરફેર ધન ધામ ને નવલો પામે લગાર. ૨
જેમ જલમાંહે કમલ કલેવર જુઓ કરી વીચાર,
વાધે ઘટે સરોવર સલીતા તોહે તેથી પાર. ૩
વલગ્યો પણ અલગોનો અલગો સુપમણાને તાર,
ત્રીકમદાસ અભેપદ પામે અનુભવને અધીકાર. ૪

## ૪૭–રાગ કાફી

છાંની નવ રહે સજની સામલીયાની પ્રીત,
આફ્ણીયેં ઉઘાડી પાડે, એહેવી એહેની રીત. ૧
શેરીમાંથી સાદ સાંભળતાં વારતાં વ્રજભૂપ,
અમથો ઉઠી આંગણ આવ્યો, શું કહું એહેનું રૂપ. ૨

## અંબિકા પૂજન

પહુંચ સમીપ કરી ઇજહાર સમેં જનાવ બાત જો બીતી,
કમલ કલી લો બીની રૂકમીની પાય પરી ફોજકે કર પ્રીતી;
બદન પખારી સંવારી આભુષન અંજન બસન આઉ રૂચીરીની,
ચલી મુદીત મગ નાજુક નારી ગૌરી પુજન પુરન પ્રીતી. ૮૬

પાન ફુલ પકવાન મીઠાઇ ધૂપ દીપ દીગર ઉપહારા,
હરન હિરાસ હિસાર ફોજકે રચે રૂચીર રૂકમૈયે ચારા,
પુજી પ્રસન ભઇ જબ દેવી બર માગ્યો દુલહી તીહી બારા,
જદપિ આદી અનાદીકી જોરી પેં બાયસ સસાર બ્યવહારા ૮૭

---

ફુલ મહતાબ=ચન્દ્ર મહતાબી=ચન્દ્રવિકાસી. ગુલ મહતાબી=ચન્દ્રવિકાસી ફુલ (કમળ). વખ્ત...મુરઝાયે=ચન્દ્રવિકાસી ફુલ (કમળ) જેમ સવારે સૂર્ય ઉગે કરમાય તેમ મુરઝાય=કરમાય, સુકાય બિનૂર=તેજહીન. બિજાન=ચેતનારહિત

(૮૬) ઈજહાર=પ્રકાશ કરવું જાહેર-પ્રકટ કરવું. સમે જનાવ=બધી સુચના, બધા ખબર, ઈત્તલા. કમલ કલીસો=કમલ કળી માફક-જેવી. બદન=શરીર. પખારી=ધોઈને નાહીને સવારી=સજી, અલંકૃત કરી, ઠીક કરી, દુરસ્ત કરી સવારી આભૂષણ=ઘરેણા ધારણ કરી અંજન=આંખ આંજી બસન=વસ્ત્ર મુદ=મગળ, હર્ષ, આનન્દ મુદિત=આનન્દિત, પ્રફુલ્લિત. મગ=રસ્તો. રાહ

(૮૭) દીગર ઉપહારા=બીજો પૂજનો સામાન હરન=હરણ હીરાસ=ભય હીસાર=કીલ્લો, કોટ ફોજકે=ફોજનો હરન...ચારા=હરણ થવાની બીકથી ફોજનો કોટ રચી વચ્ચે રૂકમણિને રાખી બર=વરદાન અથવા પતિ દુલહી=જેનો વિવાહ નજીકમા થવાનો છે તેવી કન્યા. બાયક=આપ્યા, બોલનાર જદપિ ..બ્યવહારા=જો કે પોતે લક્ષ્મી હોઈ આદિ અનાદિથી વિષ્ણુની જોડ છે તો પણ જન્મ લીધો હોવાથી વ્યવહાર ખાતર મોઢેથી દેવી પાસે પૂજા કરી વર માગ્યો. અથવા બાયસ=મહાનો-શબ્દ લઈએ તો સસાર વ્યવહારના મીષથી (કારણથી) વર માંગ્યો મનુષ્યના જેવી ચેષ્ટા લીલા માટે કરી છે

દોહા

છડી સવારી છબીની, ધીરવીર લખી તાય;
નોકર નેક શીશુપાલ કે નીમકહરામ વ્હે જાય. ૮૮
કુમકી જનકી કાંહાં કહોં ભલી કહત સબ કોય;
યહ અર સજેબા અગર બિગર કૃષ્ણકે હોય. ૮૯
કહાં તલઅત શ્રીકૃષ્ણકી કહા મલઉન શીશુપાલ;
અમર સમર મોહ પાવહી નર દર કોંન સુમાર. ૯૦

રૂકમણિનું હરણ:—સવૈયા

બાલ જમાલ દેવાલતે નીકસી મંદચાલ મરાલ મદ ભંજન,
અંબર ઓટ કોટ સખીયનમેં નુપૂરનાદ મુનીન મનરંજન;
આદિ યોગમાયા જુગ મોહની નેક કટાક્ષ દીયેં દ્રિગ ખંજન,
મોહે પરે ધરનીં સબરે તબ હરી ગોપાત્ર અનગજી ગંજન. ૯૧

---

(૮૮) લખી તાય=જોઈને નીમકહરામ=કુદૃષ્ટિવાળા.

(૮૯) જેબ=શોભા, સૌન્દર્ય. સજેબ=શોભાવાન. કુમકી=મદદની અગર મદદે આવનાર નોકર...કોય=જ્યારે શિશુપાલ ખુદની ફોજ નિમકહરામ થઈ તો જરાસન્ધ વગેરે જે તેની મદદે આવેલ તેની ફોજની શી વાત!

(૯૦) તલઅત=દેખાવ મલઉન–મલુન=શાપિત. અમર=દેવતા સમર=કામદેવ. અમર ..સુમાર=જ્યાં દેવો તથા કામદેવ ખુદ મોહી ગયા ત્યાં મનુષ્યોના તે શા આસરા!

(૯૧) બાલ=સુંદરી. જમાલ=સૌન્દર્યવાન. દેવાલ=દેવાલય, દેવીનું મન્દિર. મરાલ=હંસ મન્દચાલ મરાલ મદભંજન=હંસનું અભિમાન તોડે એવી ધીરી ગતી. ધરની=ધરણી, પૃથ્વી અનંગગંજન=કામદેવને જીતનાર આદિ...ગંજન= જેવાં મન્દિરમાંથી બહાર નીકળ્યાં કે પોતાનાં જ જનોને કટાક્ષ મારી આસ પાસ જોયું કે તુર્ત, પોતે આદિ અનાદિ સાક્ષાત શ્રીલક્ષ્મી–યોગમાયા હોવાથી–તેના સ્વરૂપથી મોહ પામી બધા ધરણી ઉપર બેશુદ્ધ થઈ પડી ગયા.

### દોહા

જ્યોં હાઉ મીલ મહતાબસોં બાદર બીજ મીલાય;<br>
કોઉ હરી દેખી નહિ ચઢ બેઠી રથ આય ૯૨

### સવૈયા

બુંબ પરી બીગરી સઘરી, અરી કૃષ્ણ હરી રૂકમીની સુન કાને,<br>
બાંધી કમર રથ બેઠી રૂકમૈયો, બીદૈ પુકાર ધરી ધનુ પાને;<br>
ઈત શીશુપાલ ઉત ચઢ્યો જરાસુત, ખુરખેહ ભાન છુપ્યો અસમાને,<br>
બાજી હાક વાક સુરગનસોં, પુરમેં રહે પકાયે ધાને ૯૩

કાન સુંને ભયે પ્રાન બિબસ અરૂ દેખન ઢીઠ રહી અભિલાખા,<br>
હમ સરસાલ સખી રૂકમીનીકી, લે લે સુગન ઉઠાવત આંખાં;<br>
બાજે નીકલ આયે દેવી સ્થલ, શીવકે જાય ચરન શીરનાખા,<br>
અંબે અચલ રહો પદ જોરી, કહત નીહોરી ભોરી ભાખા. ૯૪

---

(૯૨) જ્યોં=જેમ. હાઉ=ચન્દ્ર; વાદળી મહતાબ=ચાંદની, ચન્દ્ર, જ્યોં..... આય=જેમ વાદળામાં વીજળી ઝબકી સમાઈ જાય અગર જેમ ચન્દ્રમાં ચાંદની સમાઈ જાય તેમ રૂકમણીને હરતાં કોઈએ ન દેખ્યું, ફક્ત તેને કૃષ્ણના રથ ઉપર બેઠેલ જોયાં, એવી ઝડપથી હરણ કર્યું

(૯૩) બીગરી સઘરી=સઘળું બગડ્યું. બીદૈ પુકાર=પ્રતિજ્ઞા લઈને—હું કુન્દન-પુરમાં નહિ પ્રવેશ કરૂં એવી પ્રતિજ્ઞા લઇને. પાને=હાથમાં. ખુરખેહ=ડાબલાની ધૂળ. ઘોડાના ડાબલાથી ઉડેલી ધુળ. બાજી...ધાને=જે અવાજ થઈ હાક વાગી તે ઠેઠ સુરગન (દેવલોક) સુધી સંભળાઈ, અને ગામમાં પકાવેલ ધાન્ય એમને એમ રહ્યાં—કોઈને ખાવા વખત ન રહ્યો.

(૯૪) ઢીઠ=સાહસી. હિમ્મતવાળા; જરાકમાં ન ડરે તેવા. નીહોરી=પ્રાર્થના. વિનતિ હમ સરસાલ સખી=દરજ્જામાં તથા ઉમરમાં સરખી એવી સખી. હમ=સાથ, સમાન, તુલ્ય. સર=ઉચ્ચસ્થાની, દરજ્જો. સાલ=વર્ષ, ઉમર. સગુન-શગુન=એક પ્રકારનો રીવાજ, જે વિવાહની વાતચિત નક્કી થાય ત્યારે

દોતુ ફ્રૌજ મોજ દરીઆસી લાખ હજાર સુમાર મેનાવે,
રથસોં રથ હાથીસોં હાથી, બરાબરીકે બાંન ચલાવે;
નાલ તુફંગ સફજંગ સૈનમેં પેહેન જરે અરૂ ખંગ ખીલાવે,
ગીરે શૂર સો હૂર વરે અવકાશ નહીં જો લાશ ઉઠાવે. ૯૫

પહુંચ ગયે પુર જોર જવાન, નિકટ નિશાન જાદો સૈનાકે,
કુક પુકારી કહત બદવાયક, "રે રે કલંક ચોર કન્યાકે;
ભાજત જંગ બચાવત જાનકોં, ચાહીહે લેખ લીખે ધન્યાકે,
આમદ બાઝ બચંગ હરીફા, દેખે ગાફીલ કુલ અન્યાકે ૯૬

કરાય છે; એમાં કન્યા પક્ષના લોક વરપક્ષના લોકોને ત્યાં કંઈ મીઠાઈ અથવા નગદ–રોકડ આદિ મોકલે છે; ચાંલ્લા કરવા, ગળ્યાં મોં કરવા વિવાહ સંબંધ નક્કી થયે જે ગળ્યા મોં કરવાને રીવાજ છે તે. મંગળ શકુન–અવસરે ગવાતું ગીત. શગુન લેના=કોઈ કામ કરતા પહેલા કંઇ વિશિષ્ટ ક્રિયાઓ દ્વારા એ જાણવું કે આ કામ પાર પડશે કે નહિ તે. અથવા નજરાને, ભેટ. ઉઠાવત આંખા= સામે નજર કરવી, જેવું, તાકવું. બાજે=થોડે, વિના. બાજ આના=રહિત થવું; ખોવું, અર્થાત રૂકમણિ વગર; રૂકમણિ ખોવી.

(૯૫) મોજ=મોજું નાલ=નળી, તોપ. તફંગ=બંદુક. સફ=વ્યવસ્થા; ઓળા; ક્રમ. સફ્જંગસેનમે=લડાઈ કરવા માટે વ્યૂહમાં ગોઠવાયેલું. ગીરે= પડે, મરે લડાઈમાં. ખંગ=તરવાર. ખીલાને=ફીરવે હુર=અપ્સરા

(૯૬) પહુંચ...સેનાકે=રૂકમૈયો યાદવોની સેનાની નજીક પહોંચી ગયો. બદવાયક=ખરાબ શબ્દ, અપશબ્દ. વાયક=શબ્દ. આમદ=આવવું થવું તે. ગાફીલ=બેપરવા, બેખબર. અન્ય=બીજું. બાઝન–બઝના=ફસાવું. આમદબાઝ= ફસાવટમાં આવ્યો. હરિફ=પ્રતિસ્પર્ધી, દુશ્મન. બાજબચંગ=બાજ પક્ષીના પંજામાં આવ્યો છે. બાઝ અથવા બાજ અથવા આજ–એમ પાઠાંતર લઈ શકાય છે. આમદ આજ=(આજ–આવ્યો) બચંગ=પંજામાં. આમદ આજ બચંગ=આજ દુશ્મનના પંજામાં આવ્યો છે. બ=માં. બચુંગલ અથવા બચંગુલ– બચંગુ=પંજામાં ચંગ=પંજો, Claws.

મુદતસોં મધરૂર ફીરા કબો પરા નહિ દુશ્મનકી ડોટે,
કાજ અકાજ કીયે જીતે તહાં લાજ રહી સાયરકી ઓટે;
અમાં ચાહો તો આય મીલો નાંતર તીર તીછનકી ચોટે,
ઇસ્તિકલાલ ન રહેગા એહમક, કાંહાં ક્ષત્રીજો લાગે ખોટે. ૯૭

સન્મુખ હો ગર સિપાહગીરીકા, નેકનશા રખતા હે ગીદી,
જો ક્ષત્રી અસબાબ જંગકા, આય મિલે માંને દીન ઇદી;
તું પશુપાલ બીચારા બાલક, ગાહે જગ બખાબન દીદી,
દુરે મુરે ઉબરે નહિ અકતુ ખૌફમ્ ખુરગર મૌત ખરીદી." ૯૮

કૃષ્ણ—રુકમૈયાનું યુદ્ધ:—કવિત

કુછીત કઠોર વાંણી, સુંની કાન કેશોરાય,
રોસ સોં ફીરાયો રથ, કીનો શંખનાદકો;

---

(૯૭) મુદતસો...ચોટે=ઘણા વખત સુધી મગરૂર થઈને ફર્યો અને જેવાં તેવાં કૃત્યો કર્યાં, પણ દરીયાની ઓથ તેથી લાજ રહી. પણ હવે સપાટામાં આવ્યો છું. માટે જીવ બચાવી કેમ ભાગે છે? આવ, બચવું હોય તો આવીને મળ, નહિ તર તો તીક્ષ્ણ તીરથી વીંધાઈશ અને હે મૂર્ખ! અમાં=પણ, વળી. અમા-અમાન્=મચાવ. નાતર=નહિતર. તીછન=તીક્ષ્ણ. ચોટે=સપાટે. એહમક=બેવકૂફ. મૂર્ખ.

(૯૮) નશા=અભીમાન. ગર=જો સન્મુખ...ખરીદી (૯૮ મી કડી)=જો સીપાઈગિરિનો નીશો (ફાંકો) રાખે છે તો સામો થા, ભાગ મા. ક્ષત્રીને તો યુદ્ધનો અસબાબ (સામગ્રી) મળે તો તહેવાર માની આનન્દ થાય છે. પણ તું બીચારો ગોવાળીયો, તેણે લડાઈ કેટી લડી હોય? તેં તો ફક્ત તારી મા કે બહેન પાસેથી લડાઈનું બયાન સાંભળ્યું તેટલો અનુભવ. પણ હવે દૂર બેઠે બચીશ નહિ. હવે તો લડી, યોગ્ય મોતની કમાઈ કર. ગીદી=બાયલા, કાયર, ડરપોક. અસબાબ=સરંજામ સામાન, સામગ્રી. ઈદી=ઈદનો દિવસ, આનન્દનો દિવસ. દીદી=મોટી બેન. બાબન-બ્બાબન=નીંદર કરાવવા ટાણે હાલરડું ગીત. અકતું=હવે, આવાર. ખૌફ=ભયંકર. ખુરગર=લાયક, યોગ્ય. મૌત=મોત. મુરે=મોડે, ઉબરે=બચે.

.

ઝુમ્બીશ જમીન ખાઈ, ઉદધી ઉફનાઇ,
પાઇ શેષ શીથલતાઈ, ધુમરાઈ બાદકો,
ભયે ચાક ચાક સીને, સીને ગીરી કુટનકો.
દીને હથીયાર ડાર, સુને નેક સાદકો,
રાનીજુ રીઝાય શીર નાય કહે સ્વામીઓ,
લીજીયેં બચાય મેરે ભાઇ માદરજાદકો. ૯૯

છપ્પો

કટી કાહુકી બાહુ કાહુકી જાનુ જધા,
કટે કાહુકે શીશ કટી બીની, લબ, સધા,
કટે પાય અરૂ પીઠ કટે દંતો શર જોરા,
કટે ચક્ર અરૂ છત્ર કટે રથ રથકે ધોરા,
કાલી કપાલી ખૂશીયેં ગેંદ ઉછારત શીશકો,
રમાસ્વયંવર યુધ્ધમેં જય ચક્ર ચ ગો જગદીશકો. ૧૦૦

દોહા

ત્રીકમદાસ તકબરી, ભાવે નહિ ભગવાન,
રાવનમો રનમેં રહે દસ શીર બીસભુજાન ૧૦૧

---

(૯૯) ઝુમ્બીશ=ધણધણી. ઉદધી=દરિયો, સાગર ઉફનાઈ=ખળભળ્યો પાઇ શેષ શીથલતાઇ=શેષનાગને ભાર લાગવાથી કાયર થઈ ગયો બાદ=પવન, પવનમા ધુમરાઈ બાદકો=વંટોળીયો, વાવાઝોડુ થયું ચાકચાક=તડ પડી ગઈ, ફાટ પડી ગઈ સીને=છાતી સીના-પર્વતની બાજુમા તડ-ફાટ પડી ગિરિ=પહાડ કુટ=ટેકરા, ડુંગરા. માદરજાદ=માનો જણ્યો, સગો ભાઈ

(૧૦૦) બાહુ=હાથ બીની=નાક લબ=હોઠ કપાલી=રૂણ્ડમાળા જેણે ગળામા નાખી છે તેવી કાળકા માતા ખૂશીયેં=આનન્દથી ગેંદ=દડો ગેંદ શીશકો ઉછારત=માથાનો દડો ઉછાળીને રમવા માડી

(૧૦૧) તકબરી=અભિમાની ભગવાનને અભિમાની પુરૂષ પસંદ નથી જુએ દાખલો રાવણનો

## સોરઠા

જાકે જ્યા ધરર કડક બચન હરીસેં કહે;
સોઈ નાઠે સબશૂર માંનો મૃગ મૃગરાજતેં. ૧૦૨

## સવૈયા

દાસકી અર્જ ઇંજાબત ત્રીકમ એસી ટેક સદા શ્રીહરિકી,
બાંધે હાથ બિલોકત બંધુ કમલાજુકી છતીયાં ફરકી;
હલધર કહત ગોવર્ધન ધરસેં યહ નહીં રીત આપુને ઘરકી,
ખોલી બંધ ખુરસંદ ચલે તબ પેશ ગ્રહી રહે માધેપુરકી. ૧૦૩

## લગ્નની ધામધુમ:—દોહા

માધેપુર મુકામ કરી બોલે દાનવદેવ;
ભીમક અરૂ ભુમિપાલ નીજ માતપિતા તતખેવ. ૧૦૪

ચોરાશી તેતીસ નવ અઠયાસી અરૂ આઠ;
શીવ મહેશાદીક સબે આયે અપુને હાડ. ૧૦૫

યથાયોગ્ય સન્માન કરી મીસલ દઇ માકુલ;
ભોજન હરિ ભંડારમેં અતર બીરા તાંબુલ. ૧૦૬

---

(૧૦૨) જ્યા=જ્રમ. ધરર=અભીમાની. જેમ હરણીયાં સિંહથી ભાગે તેમ સર્વે યોદ્ધા, જેણે થોડા વખ્ત પહેલાં કૃષ્ણને મ્હેણાં મારેલા તે બધા ચક્ર આવ્યું ત્યારે ભાગી છુટયા.

(૧૦૩) ઈંજાબત=અરજ ધ્યાનમાં લઇ ન્હાર કરાવી, એવો પ્રભુનો સ્વભાવ છે-તેનું પણ છે. ખુરસંદ=સંતોષ પામી.

(૧૦૫) તેતીસ=૩૩ કોટી દેવ. નવ=૯ યોગેશ્વર. અઠયાસી=૮૮ હજાર ઋષિઓ. આઠ દિક્પાલ સર્વ લગ્ન જોવા પધાર્યા. ૮૪ સિદ્ધો.

(૧૦૬) મીસલ-મીસ્લ=સમાન, તુલ્ય, બરાબર અગર લોકોની ટોળી, મંડળી. મીસલને (મંડળીને) યથાયોગ્ય સન્માન કરી સૌ સૌને ઉચીત ભોજન હરિ ભંડારમાં કરાવ્યું. મક્બુલ=વાજબી, ઉચીત, યોગ્ય. અથવા માકુલ=ખોરાક.

મંડપ દેખી મોહીત ભયે સોહત ચીત્ર સુદેશ;
ઇંદ્રસભાતેં અધીક હૈં નીકો કહે નરેશ. ૧૦૭
નાહાના છંદ નોબત ધુરે તુરી ભેરી શરનાઈ;
રાગરંગ નૃત્ય નાયકા શોભા બરની નજાઈ. ૧૦૮
કેશર અત્તર ગુલાબજળ સોધો અધિક સુબાસ;
વર શૃંગાર સામાસમેં તતપર ત્રીકમદાસ. ૧૦૯

## વરરાજા શ્રીકૃષ્ણની શોભાવર્ણનઃ—સવૈયા

સબ શોભાકે સ્યામ ધામ અરૂ બર શૃંગાર શોભે અતિ સાજી,
રોમરોમકી રૂચી બીલોકત કન્દર્પ દૂર રહ્યો દીલ લાજી;
જેજેકાર ભયો ત્રિભુવનમેં દોં દોં દેવ દુન્દુભી બાજી,
ત્રીકમદાસ આસ પરિપુરન લટકત ચલત ચઢે જબ તાજી. ૧૧૦
ગહનેમેં ગરકાબ ફીલપર ઝળહળ ઝળહળ લસે નીશાના,
મેં ધીલાફ ગાજી અસ્પીપર સાથ સરસ બાજીત્ર બજાના;
ફુલઝરી મહતાબ હવાઇ માનો ખીલ રહા ગુલખાંના,
રંગ બીરંગ તુરંગ કોતલ કશ મંગલ ગીત ધુધુરે શાદીયાના. ૧૧૧

---

(૧૦૭) નીકો=અચ્છો, ઉત્તમ, ભલા, બઢીયા.

(૧૦૯) વર...ત્રીકમદાસ=વરને શૃંગાર સજવા વખ્તે ત્રીકમદાસ કહે કે હું હાજર–તૈયાર છું. સોંધો=ખુશબોદાર

(૧૧૦) કન્દર્પ=કામદેવ. તાજી=અરબ્બી ઘોડો.

(૧૧૧) ગહનમેં-ગહના=આભૂષણ, ઘરેણાં ગરકાબ=નિમગ્ન, ડુબેલ, એટલે ઘરેણામાં લદબદ. ફીલ=હાથી. મેં=માં. ધીલાફ=કવચ. ગાજી=બહાદુર, વીર. અસ્પી=ઘોડો. ફુલઝરી=એક પ્રકારની આતશબાજી, જેમાંથી અવાજ થઈ ફુલ ઝરે છે. કોઠી ઝાડની આતશબાજી. મહતાબ=એક પ્રકારની મીણબત્તી જેવી આતશબાજી જેમાંથી રગ બેરંગી તેજદાર પ્રકાશ પડે છે ગુલખાના=ગુલાબના ફુલની વાડી. કોતલ=ઘોડા, ખાલી ઘોડા સાજ સજેલ શણગારેલ પણ અસવાર વગરનો ઘોડો. તુરંગ=ઘોડા. કશ=ખેંચી રાખેલ. શાદીયાના=ખુશીનું વાજું; આનન્દ-મંગલ સુચકવાજું.

છત્ર ચમર ચહુ ઓર ઢરે અરૂ ઝહરેં લરકે ફુલ અપારા,
રજાવન્દી કરી રૂપીરાયકો પહુંચે સ્યાંમ સસુરકે દ્વારા,
પોંખનકો અજ નારી નજાકત લાગી હાથ દીયેં ઉપહારા,
દેખી દામાદકી ખૂબી સસુયે નેકુ રહી ન શરીર સંભારા. ૧૧૨

ભુલી ગઈ શર તાક ઘોસરાં અચકાં આય નાક ગ્રહી લીનો,
નાર નમાય રહે નરહરસોં અવિલોકત અજ હરને હસ દીનો,
જાકે હાથ નાથ ત્રીભુવનકી સો સાહેબ સંસાર સુખ ભીનો,
ત્રીકમ ઞાસ આસ પરિપૂરન અજીત જીત અરૂ પ્રીત અધીનો. ૧૧૩

ચોરી ચઢે ચતુર ચીંતામની વામભાગ રૂકમીની ગુણરાશી,
પાંનીપેં પાંની મીલાનકે ઓશર ગાવત ગારી નાગી કરી હાંસી,

---

(૧૧૨) લરકે=લરકે છે, પુષ્પવૃષ્ટિ માફક ધીમે ધીમે પડે છે. રજાવંદી=પગે લાગી, રજા માગી, પરવાનગી માગી. પરણવા જવા વિદાયગિરિ માગી. નજાકત=સુકુમારતા. ઉપહારા=પોંખવાનો સામાન. નેકુ-નેક-નકએક=જરા પણ, કુછ, જરાપણ દેહનુ ભાન ન રહ્યું

(૧૧૩) અચકાં-અચાનક=અજાનતાં આવી એકદમ નાક પકડી લીધુ પોંખવા ટાણે જમાઇને માથેથી ઉતારીને નાનકડુ ધોંસરૂં, ત્રાક, રાર, ઓતરૂ સાસુ જમાઇને દેછે. આ રીવાજ હજી નાગરોમાં પ્રચલિત છે. જો રીવસર પોંખવા માંડી હતે તો તો જમાઇ, ક્યારે સાસુ નાક પકડશે તે જાણે, તેથી પકડવા ન દે અને મોઢું ફેરવી નાંખે. પણ આંહિતો પ્રભુના રૂપમાં અજાણ ભાન ભૂલી થવાથી શ્રીકૃષ્ણની સાસુએ એકદમ આવી, બીજું પોંખવાનું કાર્ય ભૂલી જઈ, નાક પકડી લીધું. જેથી પ્રભુને માથું નીચે નમાવી રાખવું પડયું. આ જોઈને શંકર તથા બ્રહ્માને હસવું આવી ગયું જાકે...ભીનો=પ્રભુ જેના હાથમાં ચૌદ લોકની લગામ છે તે પોતે, અજીત છતાં પ્રેમને એવા આધીન છે કે જીતાઇ ગયા, અને પોતાનું નાક પકડાવી પોતે નમતું માથું રાખ્યું, કારણ પોતે સંસાર સુખમાં મગ્ન છે.

(૧૧૪) વામ ભાગ=ડાબે પડખે પાની=હથેલી પાની કે પાની મીલાન કે ઓસર=હસ્ત મિલાપ વખતે. ગારી=ગાળ, ફટાણું. હજી પણ નિર્દોષ ફટાણાં

હય ગજ રથ સુખપાલ નાલકી બાસન બસન દાસ ઔર દાસી,
ધન ધેનુ મહામૂલ અભુષન દીને ભીમક બદન બીકાસી. ૧૧૪

સારી સાસ હાસ કરી કરીકે કહત કુંવર અબ કંગન ખોલો,
બૂજત બૂજત સાથ સખીનકો, ઇન હાથન તુમ ગીરીવર તોલો;
એક કહે મૈયા ન ખવાયો દૈયા માંગત ઘર ઘર ડોલો,
એક કહે લાજો જીન લાલા જાની અબે બસુદેવે બોલો. ૧૧૫

દોહા

એક કહે બસુદેવકો, કહો કહા બોલાય;
માંગો હાર્ય બીનંતી કરો પડો લડેતી પાય. ૧૧૬

કર કોમલ ગાંઠી કઠીન છુટયો ન છુટે દોર;
લાજ લુકાવત નેંન હરી હસત સખી મુખમોર. ૧૧૭

---

જવાય છે. 'હરખડી' નાગર લોકોમાં તેને કહે છે. તે બહુ દિલપસંદ રોમાંચ ખડાં કરે તેવી હોય છે. સુખપાલ=પાલખી, આસન.

(૧૧૫) સારી સાસ=સાળી અને સાસુ. કંગન=કંકણ, કડું, ચુડી. આ ઠેકાણે મીંઢોળ બાંધેલ દોરડી કાંડે-હાથે લગ્નમાં રંગીન નાડા છડીએથી મીંઢોળ બાંધે છે તે દોરો. બૂજત=પૂછત; માંહોમાંહે કહે કે. ઈન...તોલો=ગોવર્ધન પર્વત આ હાથે તમે ઉઠાવ્યો હતો કે? એક......ડોલો=એક સખી કહે કે કંગન છોડી શકતા નથી તે શું તમારી માએ તમને ખવરાવ્યું પીવરાવ્યું નથી લાગતું; નહિતર પોતાનું ઘર મુકી (દૈયા) દહીં માટે ઘર ઘર તમે ભટકત નહિ.'

(૧૧૬) એક...બોલાય=એક કહે કે દોરો નથી છુટતો માટે વસુદેવને બોલાવીએ, ત્યારે બીજી કહે કે બોલવીને શું કરવું? હાર કબુલ કરી વિનતિ કરે અને કન્યાને પગે પડે એટલે થયું. લડેતી=જેને માથે સૌનો બહુ પ્રેમ છે તે છોકરી. દુલારી, લાડલી.

(૧૧૭) લુંકાવત=છુપાવત–સતાડવી. શરમને લીધે પ્રભુએ આંખ (મોંઢુ) સંતાડી દીધી; કારણ દોરડી ન છુટી.

### સવૈયા

પ્રાણ પુતના પાન કીયે જબ સોતહુતે સુત કાં જો પલંગન,
તરણાવ્રત તતછન હન્યો જબ કરતે કાંહાન ઘુડુરંન રીંગન;
લીલામાત્ર ઉઠાય લીયે ગીરી અરી છતે કેતે કરી જંગન,
બેર ન લગી બીલોવત સાયર સો કાયર ભયે બોલત કંગન. ૧૧૮

### દોહા

સબ સુખી ભોગી ભાવ તો બીના બ્યાહ બીવહાર;
સો સુખ લાગો લાડીલો દેત આનન્દ અપાર. ૧૧૯

### કવીત

ગૌરસ્યામ જુગલજોર ઘન દામીનીકી ભોર,
બેઠે બીરાજે રથ આયે આપ ભોંનકે;
તાગમેં તુરંગ બહુત હાથી અમ્બારી સોત,
દીને પોશાક પાક રૂપા અરૂ સોનકે,
ભૂપતિ ભૂદેવ, દેવ સેવા કરી વસુદેવ,
બીદા કરી પાય પરે બ્રહ્મા શીવ દોનકે;
પાયકે સુરાહ શાદ શાદ સબ જાદો સાથ,
ગાજતે નીશાન કીનો દ્વારામતિ ગોંનકે. ૧૨૦

---

(૧૧૮) જ્યારે પુતનાના પ્રાણ પી ગયા ત્યારે તો હજુ પારણે ઝુલતા હતા તથા તૃણાવર્તને માર્યો ત્યારે ઘુંટણે રીંખતા હતા અને રમત માત્રમાં ગોવર્ધન પર્વતને તોળી લીધો અને લડાઈમાં જેવા તેવા દુશ્મનો જીત્યા; તેમજ સમુદ્ર મથન કરવા ટાણે જેને વાર ન લાગી–એવા પ્રભુ દોરડી ભીડવામાં કાયર થયા–થાકી ગયા–હારી ગયા–તે ન છુટી. ઘુડુરન=ગોઠણથી. રીંગન–રીખવું. સાયર=સમુદ્ર.

(૧૨૦) ઘન=વાદળું. દામીની=વીજળી. ગૌર...ભોર=જેમ ઘન અને દામીની શોભે તેમ શ્યામ અને રૂકમણિની જુગલ જોડી શોભતી હતી, ત્યાં ભ્રમ થાતો હતો કે જાણે આ વાદળ અને વિજળી છે કે શું? ભોર=ભ્રમ, ભૂલ. ભોનકે=

## સવૈયા

નીરખી હરખે પુરકી પરજા, વરખે મુક્તાફલ ફુલ લરે,
ઘર ઘર તોરન ધજા પતાકા મંગલ કલશ સુધાકે ધરે;
બડભાગી બસુદેવકી કીરતી, બેદ પુરાન પુકાર કરે,
ત્રીકમદાસ આસ પરીપુરન રહે ખવાસી બીચ ખરે; ૧૨૧
એક હુતે તબ આવન હુતીં, એક હુતે તબ અવિગત કહાયે;
એક હુતે તબ જપ જોગીનકે, ભોગીનકે મન કબહીં ન ભાયે;
જાન સુજાન બીચારી બદીલ, પ્રુદ ભલી કરીજે ભૂતલ આય;
લછમીનાંથ દ્વારિકાં નાયક, કમલાબ્યાહે બડો જસ પાયે. ૧૨૨
હે કરૂણાકર હે કમલાવર, હે નરહર નટવર નગધારી
હે વ્રજબાલક, હે પશુપાલક, હે નંદલાલ લીલા અવતારી
હે રંછોર રસીક શીરમોર, નીહોર કરો અબ ઓર હમારી;
ત્રીકમદાસ આસ પરિપુરન. કૃપા કટાક્ષ કરો એક વારી. ૧૨૩

---

ભુવન કે, મહેલમાં, તાગ=પહેરામણિ અથવા તાગમેં તુરંગ=રેશમી ગાદીવાળા ઘોડા અથવા તાક લઇએ તો નજર કરો તો ઘોડા હાથી દેખવામાં આવે. મુરાદ=ઈચ્છા, અભિલાષા પૂર્ણ થવાથી. શાદ=ખુશી, અથવા શાદીની ઇચ્છા પાર પડવાથી. શાદ=ખુશી. સાથ=સમુહ. ગોંનકે=ગામના.

(૧૨૧) મુક્તાફળ=મોતી. સુધા=અમૃત, મીઠાં જળ. ખવાસી=ખવાસ, નોકર, ખાસ નોકર.

(૧૨૨) કવિ કહે છે કે જ્યારે પ્રભુ એક હતા ત્યારે અવિભાગ (અવ્યક્ત) કહેવાતા હતા, તથા યોગી લોકો તથા જપ કરવાવાળાને દિલપસંદ હતા, પણ સંસારી લોકોને સેવામાં ભક્તિમાં મઝા ન આવતી તેથી તેનો, પોતાના મનમાં વિચાર કરી પ્રભુએ (લછમી નાથે–નારાયણે) અવતાર લઇ, દ્વારકાનાયક થયા, અને રૂકમણિને પરણી જસ લીધો, તથા સંસારી લોકોને ને ગૃહસ્થાશ્રમનો માર્ગ બતાવી, તે આશ્રમમાં રહેતે છતે પરમ પદ પામવાનું સુલભ કર્યું.

(૧૨૩) નગધારી=ગોવર્ધન પર્વતધારી. નગ=પર્વત, પાહાડ. નીહોર=અનુગ્રહ.

### દોહા

અધમ ઓધારન બીરદસોં, શ્રીરંછોર સુહાય;
નાંતર કીત તજી દ્વારિકાં, સો પરબતપર આય ૧૨૪

### સોરઠા

તબ જાન્યો નીરધાર, અધમ ઓધારન હે હરિ,
પરબત કુલ અવતાર, દીનો ત્રીકમદાસકો. ૧૨૫

### કુન્ડલીયા

કંચન મણીમય દ્વારકા, કમલાસી કલત્રાય,
ગરૂડાસન કૌસ્તુભ ગલે બાંની વીમલ જસ ગાય;
બાંની વિમલ જસ ગાય નયે નિત્ય પાર ન આવે,
તાકે ત્રીકમદાસ કોંન ગતી રીઝ રીઝાવે;
અપરાધી પૂર એબ એન મતિમંદ મલીન મન,
પરમ ઉદાર પ્રવીણ પ્રભુ હું દીન અકીંચન; -૧૨૬
ગુન છપે દધી સોરઠા દ્વેદશ એક કવીત,
દોં દોહા પચાસપર દે કુંડલી ધરી ચીત;
દે કુંડલી ધરી ચીત તીસપર આઠ સવૈયા.
શતપર બીસ અરતીન ભયે સબહી સુખ દૈયા,
નિત્ય વાંચો વરણન કરો રૂકમીની રૂકમીનીનાથ ગુણ ગુણ છપે. ૧૨૭

॥ શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ॥

---

(૧૨૪) બીરદ=ટેક; પણ. નાતર કીત=નહિ તો પછી કયાથી.

(૧૨૬) કલત્રાય=કમળા, લક્ષ્મી જેવી સ્રી. પુરએબ=ખામીવાળો. બાની... અકિંચન=જે વાણી (સરસ્વતી) રોજ નવા નવા પ્રભુના જસ–ગુણ–ગાય તો પણ પાર ન આવે તો પછી હું ત્રીકમદાસ કોણ ગણુતિમાં કે પ્રભુ મારા ગાવાથી રીઝાયે; પણ પ્રભુ પરમ ઉદાર છે, તેથી તે રાજી થશે.

# પરિશિષ્ટ ૧ લું



## પર્વત મેહેતા અને નરસિંહ મેહેતાનો સંબંધ

આદિ ગુર્જર ભક્ત કવિ શ્રીનરસિંહ મેહેતાનાં સમગ્ર કાવ્યો હજી સુધી પ્રાપ્ત થયાં નથી, અને જેટલાં છુટક છુટક કટકે કટકે મળ્યાં તેટલાં "ગુજરાતી" પત્ર અને પ્રેસના માલીક સ્વ. ઇચ્છારામે નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહમાં છાપ્યાં છે. આ સંગ્રહ થતો હતો ત્યારે કેટલુંક કામ મારા હસ્તક થયુ હતું, અને મને કેટલોક અનુભવ તેના અંગે મળ્યો, અને પ્રાચીન ગુજરાતી કાવ્યો વિષે પ્રીતિ થવાના સંસ્કારો તેમના તરફથી જ મારામાં પડ્યા છે. એ સંગ્રહ છપાયા પછી મહેતાજીનાં બીજાં ઘણાં પદો મળ્યાં છે અને તે મજકુર ગ્રન્થમાં ત્રણ પરિશિષ્ટો તરીકે છાપ્યાં છે. તે પછી પણ ઘણાં અપ્રકટ પદો મળ્યાં છે, જે મજકુર પુસ્તક પ્રસિદ્ધ થઇ ગયા પછી ઉમેરી શકાયાં નથી. એ પુસ્તકની બીજી આવૃત્તિ કરવાનો પ્રસંગ આવશે ત્યારે તેમાં ઉમેરો, સુધારો વધારો કરવામાં આવશે.

અત્રે એક વાતનો વાંચકોએ વિચાર કરવાનો છે. મારા મનમાં ઘણી વાર એવું ઘોળાતું હતું કે કવિ નરસિંહ મેહેતાના કોઇ સમકાલીન સમભાવી ભક્તો કે કવિઓ હતા કે નહિ? અને હતા તો શા માટે તેઓના નામોનો ઉલ્લેખ તેનાં કાવ્યોમાં જણાતો નથી? અને ખાસ કરીને પોતાના કાકા પર્વત મેહેતાનો ઉલ્લેખ શા માટે નથી? કવિ નરસિંહ મેહેતાનાં કાવ્યોમાં ડાકોરરાયશ્રી રણછોડજીનું નામ નથી, તેમ પર્વતપતિશ્રી રણછોડજીનું નામ પણ નથી, તેનું શું કારણ હશે? આ સંશયનું કોઈ સંતોષકારક સમાધાન કરી શકતું નહોતું, પણ શ્રીરણછોડરાયજીએજ તેનું સમાધાન કરેલું મને લાગે છે. તે આ પ્રમાણે છે.

અપ્રસિદ્ધ પદોમાથી હુંડીના અને મામેરાના નરસિંહ મેહેતાનાં પોતાનાં રચેલા પદો ત્રુટક મળી આવ્યાં, અને તે અમે ગુજરાતી પ્રેસના પંચાગમાં સં. ૧૯૮૬ના વર્ષની આવૃત્તિમા છપાવ્યાં છે. આ હુંડીમા બે પદો ઉમેરવાનાં રહીગયા છે. તે બે પદો નરસિંહ મેહેતા કાવ્ય સગ્રહમા (આવૃત્તિ૧ લી સં.૧૯૧૩) પાને ૬૦૮ મે પદ ૧૦૦મુ અને ૧૦૧મુ છે તે છે. મામેરાનાં પદોમાંથી હજી છેવટનાં સમાપ્તિના પદો મળ્યા નથી, તે વિષે મેં ૧૯૮૬ના પંચાંગમાં ઉલ્લેખ કર્યો છે. હવે નરસિંહ મહેતાના કાકા પર્વતદાસ મેહેતા, જેઓ પણ શ્રીદ્વારકાધીશ રણછોડરાયના પરમ ભક્ત હતા, અને જેમના ઉપર બોડાણાની માફક ભગવાન્ પ્રસન્ન થઇને સૂક્ષ્મ સ્વરૂપે માંગરોલ પધાર્યા, તેનું આખ્યાન લખવાનો પ્રસગ, ગુજરાતી પ્રેસનું ૧૯૮૫ ના વર્ષનું પંચાંગ કાઢતી વખતે આવ્યો. તે વખતે પાટણના નાગર કવિશ્રી વિશ્વનાથ જાનીએ પર્વત મેહેતા અને નરસિંહ મેહેતાના મેળાપનો પ્રસગ વર્ણવ્યો છે, તે યાદ આવવાથી બૃહત્કાવ્યદોહન ભાગ ૮ માથી કાઢી તેની કવિતા સાથે છપાવ્યો છે. છતાં મનમાં ખટકો રહ્યાં કરતો હતો કે આવો સુમગલ પ્રસંગ કાકાશ્રી પર્વત મહેતાને ઘેર આવ્યો છતાં નરસિંહનાં કાવ્યોમાં તે વિષે કેમ કશો ઉલ્લેખ જણાતો નથી? ઘણા જનોને મેં એ વિશે પૂછ્યુ પણ કોઈ જેનું કંઇ પણ સમાધાન કરી શકયુ નહિ, પણ શ્રીરણછોડરાયે કૃપાળુ થઇને તેનો માર્ગ મને સુઝાડયો. એક વખત આ વિષયના વિચારમા નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહનુ પુસ્તક લઇને અમસ્થા પાના મેં ઉથલાવવા માંડયા, એટલે સૌથી પહેલા પરિશિષ્ટનું પાનું ૪૯૮ ઉઘડયુ, અને તેના ઉપરના પદો ૮, ૯, ૧૦, અને ૧૧ વાચ્યાં અને મારા પૂજ્ય પિતાશ્રીએ લખેલી તે ઉપરની ટીપ્પણી પણ વાચી, એટલે મનમા પ્રકાશ પડયો, અને એકદમ આનંદ થયો, કે જેની સાચી ઝંખના કરતો હતો તે શ્રીરણછોડરાય–'નરસિંહચા સ્વામી' એ પૂરી પાડી છે. ખરે જ પરમેશ્વર સત્યસકલ્પનો દાતા છે તે ખોટુ તો નથી જ. આ ચાર પદો અને વિશ્વનાથ જાનીનું પર્વત મેહેતાનું આખ્યાન એ બેને સબધ છે, એટલુજ નહિ પણ નરસિંહ મહેતા ને પર્વત મેહેતાને એટલે કે કાકાભત્રિજાને જેટલો છે, તેટલો સબધ છે.

મારા પૂજ્ય પિતાશ્રીએ આ ચાર પદો સંબંધમાં એવી કલ્પના કરીને ટીકા કરી છે કે આ ચાર પદો હારમાળા પ્રસંગનાં હોવાં જોઇએ. પણ તેમને પર્વત મહેતા અને નરસિંહ મેહેતાનાં પ્રસંગનો વિષય ધ્યાનમાં નહિ, એટલે તેમણે કરેલું અનુમાન દોષયુક્ત પણ સુંદર છે; કારણ કે આ ચાર પદો ભગવાન્ મોહિનીરૂપ ધારણ કરીને નરસિંહ મહેતાને કંઠે શોષ પડયો ત્યારે પાણી પાવાને આવ્યા, તે સંબંધનાં છે, એટલું તો ભગવત્કૃપાએ તેમને સહજ સ્ફુર્યું તો હતું જ. માત્ર એ કયા પ્રસંગને અંગે છે, એટલો તેઓ નિશ્ચય કરી શકયા નહોતા.

હારમાળામાં ૩૦૦ પદોમાં આ કથાપ્રસંગ આવતો નથી. પણ તેમાં નરસિંહની સખી રતનબાઇનું નામ આવે છે, અને તે જ નામ આ ચાર પદોમાંથી ત્રીજા પદમાં છે, તે ઉપરથી આ પદોનો પ્રસંગ હારમાળાને લગતો હશે, એવું જે અનુમાન મારા પિતાશ્રીએ કર્યું છે, તે પ્રસંગ જોતાં ખોટું નથી. પણ તેનો સંપૂર્ણ નિશ્ચય આજે ત્રિકમદાસના ચરિત્ર અને કાવ્યના પ્રકાશન વખતે થાય છે. તેથી ગુજરાતના વૈષ્ણવ આસ્થાશીલ વિદ્વાનો આગળ આ વાર્તા રજુ કરવાની છૂટ લઉં છું. પ્રસ્તુત ચાર પદો નરસિંહ મેહેતાએ, પોતાના કાકા ભક્તરાજ શ્રીપર્વતદાસ મેહેતાને ત્યાં શ્રીદ્વારકાધીશનું સૂક્ષ્મ સ્વરૂપ–ગોદનું સ્વરૂપ–માંગરોળ ગામે સં. ૧૫૦૧માં પધાર્યું, ત્યારે કીર્તન ઉત્સવ કરવાને ગયા ત્યારે ગાયાં હશે, એમ હવે સમજાય છે અને તેની સાક્ષી કવિશ્રી વિશ્વનાથ જાની પોતાના નરસિંહ મેહેતાના ચરિત્રમાં આપેલી હકીકતથી પૂરે છે. (જૂઓ અધ્યાય ૩ જો, પાનું ૪૫–૪૯.) આ ચાર પદો મજકુર અધ્યાયની સાથે રાખીને વાંચવાથી ખુલાસો સ્પષ્ટ સમજાશે.

નરસિંહ મેહેતા માંગરોળ ગામે તેના કાકા શ્રીપર્વત મેહેતાને ત્યાં શ્રીદ્વારકાધીશ ભગવાન્ રણછોડરાયજી પ્રસન્ન થઇ સૂક્ષ્મ રૂપે પધાર્યા, ત્યારે જે આનંદોત્સવ થઇ રહ્યો હતો, તેમાં ભાગ લેવાને ગયા હતા, અને ત્યાં આગળ હાજર થયેલા વૈષ્ણવો શ્રીરણછોડરાયનાં કીર્તનો કરવામાં એટલા તો એકતાન મશગુલ બની ગયા કે નરસિંહ મેહેતાને કીર્તનો અભંગ ગાતાં કંઠે પાણીનો શોષ

પડયો, અને પાણી માંગ્યુ પણ તે કોઇએ સાંભળ્યું નહિ. એટલે ભગવાન મોહિનીનુ સ્વરૂપ ધારણ કરી સોનાની ઝારી લઇને ભરસભામા પાણી પાવા આવ્યા હતા. એનુ વર્ણન પાટણના કવિ શ્રીવિશ્વનાથ જાનીએ નરસિંહ મેહેતાના જીવનચરિત્રના કાવ્યમા છટાથી કરેલુ છે. નરસિંહ મેહેતાએ પોતે આ પ્રસગના ઘણા પદો રચેલાં હોવાજ જોઇએ, પણ તે બધા આજે પ્રાપ્ત થઇ શકતા નથી. તેમાથી માત્ર ચાર પ્રાપ્ત થયા છે, તે અત્રે છાપીએ છીએ. આ ઉપરથી નરસિંહ મેહેતા અને પર્વત મેહેતાનો સંબધ હતો તે નરસિંહ મેહેતા પોતાના કાવ્યોથી અને વિશ્વનાથે જોડી આપેલી સાક્ષી—આકળથી સિદ્ધ થાય છે. અને પર્વત મેહેતા તથા નરસિંહ મેહેતા સ. ૧૫૦૧ માં આ ભૂતળ ઉપર વિદ્યમાન હતા તેનો એક અચુક પુરાવો આ ચાર પદોથી મળે છે. વળી એમા ત્રીજા પદમા નરસિંહ મેહેતાની પુત્રી કુંવરબાઇ અને સખી રતનબાઇ, જે હારમાળાના પ્રસગમાં પણ ભગવાનની સ્તુતિ કરતી વખતે સાથે હતા, તેઓ પણ આ પ્રસંગે સાથે હતા એમ જણાય છે.

અજમેર પાસે કીશનગઢના મહારાજા પાસે નરસિંહ મેહેતાનું, તેની ચાર સખીઓનું અને હારમાળાના પ્રસંગનુ એક ચિત્ર છે, એમ ભ. શા. નિ શાસ્ત્રી વસંતરામ જણાવે છે. આ ચિત્ર પ્રકટ થાય તો ઘણો લાભ ગુજરાતી ભાષાના ઇતિહાસમા થાય. અમે તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરીએ છીએ

પદ ૨ લુ, રાગ સોરઠ

આ જોને કોઇ ઉભી રે, આળસ મોડે ટેક.
મ્હાયે બાજુ બંધ બેરખા પુચી, મનડુ મોહ્યુ છે એને મોડે,
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકે, હિડે છે વાંકે અંબોડે. આ.
**સોવન્ન ઝારી તે અતિરે સમારી, માંહી નીર ગંગોદક તોલે,**
**નરસૈયાને પાણી પાવાતે, કારણ હરિજી પધારયા કોડે. આ.**

પદ ૨ જુ

મોદ્યા મોહ્યા મુનિવર રાયા રે, ગોરી તારે તાજુડે, ટેક.
રૂપ સ્વરૂપ કહ્યુ નવ જાયે, મેં તો જાણી છે ઇશ્વરી માયા રે. ગોરી.

રુમઝુમ રુમઝુમ નેપુર બાજે, પાવલે તે ચીર અતિ ચાંપે રે;
ઘુંઘટમાં મુખે એણી પેરે શોભે, મોટા મુનિજનનાં મન કાંપે રે. ગોરી.
ગોરું શું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકે રે;
સાળુડાની કોર એણી પેરે શોભે, જાણે ગગનમાં વીજળી ચળકે રે. ગોરી
વશીકરણ વેણુ તમે ક્યાંરે ગુંથાવી, સુંદરી શણગાર વાળી રે;
આ ચોળી તમે ક્યાં શીવડાશી, જોતે મોહી છે વ્રજનારી રે. ગોરી.
ચંચળ દ્રષ્ટે ચોદેશ ન્યાળે, માંહિ મદનનો ચાળો રે;
નરસૈંયાચો સ્વામી જોયા સરીખડો, કોઇ એ સુંદરીનું વદન નિહાળો રે. ગોરી.

### પદ ૩ જું

હરિ આવ્યા છે નારીના વેશે રે, એને કોઇ જુવો રે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઇ જોઇ દુઃખડાં ખુવો રે. એને.
બંધવ એનો તત્ક્ષણે ઉઠ્યો(?) આવ્યો મંદિર જાણી રે;
રતનબાઈ ઘણુ વ્યાકુળ ફરે છે, તમો લ્યોને મેહેતા પાણી રે. એને.
પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભા મધ્ય આણી રે;
અંતર્ધ્યાન થયો અલબેલો, વાત સહુ કોએ જાણી રે. એને.
જેજેકાર થયો જગમાંહી, હરખ વાધ્યો છે હઇએ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, એનાં ચરણકમળ ચિત લઇએ રે. એને.

### પદ ૪ થું

આ શો ચતુરાંના ચિતનો ચાળોરે, એને કોઇ ન્યાળો રે, ટેક.
બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવી રે;
ત્રણ લોકનું તેજ તારુણી, એ તો છબી છબિલે બનાવી રે. એને.
ઘડયું ઘરેણું એનેરે હાથે, હાથે ભરી છે ચોળી રે;
સાળુડે ભાત નવ-નારી-કુંજરની, કસુંબાના રંગમાં બોળી રે.એને.
વાસ પુરયો એણે વન્દાવનમાં, ગોવર્ધન થકી આવે રે;
એ નારીની જાત જે કો જાણે, તેનો ફેરો ફાવે રે. એને.

કહીએ છીએ પણ કહ્યું ન માને, એ તો નારી નહિ ગિરધારી રે;
બ્રહ્મા ઇન્દ્ર શેષ શારદા, એનાં ચરણ તણા અધિકારી રે. એને.
અંતર હેત પોતાનું જાણી, એ તો આવે છે અંતરજામી રે;
વ્યભિચાર મૂકી જુઓ વિચારી, એ તો નરસૈંયાચો સ્વામી રે. એને.

આ ચાર પદોથી અને વિશ્વનાથ કવિની સાક્ષીથી નરસિંહ મેહેતા, માંગરોળના શ્રીરણછોડરાય અને પર્વત મેહેતાનો સંબંધ બેસે છે.

બીજી એક વિશેષ વાત અત્રે જણાવવાની છે. તે એ કે 'ગોવિંદ ગમન' નામના કાવ્યમાં નરસિંહ મેહેતે "નવ નારી કુંજર" ની અતિ સુંદર મનોહર કલ્પના કરી છે. આ કલ્પના અદ્ભુત છે, અને સંસ્કૃત કે પ્રાકૃત કોઇ પણ ગ્રન્થમાં નરસિંહ મહેતા પહેલાં તે વિષે ઉલ્લેખ આવતો નથી. મેં એટલા માટે ગર્ગસંહિતા, કૃષ્ણજન્મખંડ, હરિવંશ વગેરે મેહેતાજી પૂર્વેના ગ્રન્થો મૂળ જોયા, પણ તેમાં પણ આ વિષે કશો ઉલ્લેખ નથી; ત્યારે મેહેતાજીને આ આશ્ચર્યયુક્ત કલ્પના કયાંથી સ્ફુરી? એવો સવાલ મનમાં ઉત્પન્ન થાય છે. સાક્ષરશ્રી ગોવર્ધનરામે 'દયારામના અક્ષર દેહ'માં નરસિંહ મેહેતાની આ 'નવ-નારી કુંજર'ની કલ્પનાનાં વખાણ કર્યાં છે, પણ કોઈએ તેનું મૂળ શોધી કાઢી શક્યું નથી; કોઈ ગ્રન્થમાં તેનું તો મૂળ સાંપડતું નથી, પણ તેનું મૂળ નરસિંહ મેહેતા પોતે જ પૂરૂં પાડે છે, એ જાણીને ક્યા સહૃદયીને આનંદ નહિ થાય? નરસિંહ મેહેતાનાં કાવ્યો અને ભક્તિનું મૂળ કોઇ પુરાણ સંસ્કૃત કે પ્રાકૃત ગ્રન્થમાં મળે તેમ લાગતું નથી; એનું મૂળ તો એનાં સ્વાનુભવયુક્ત પદોજ છે, અને એ સમજવા માટે પણ એના જેટલા જ સમભાવી અને સહૃદયી આસ્થાશીલ થવાની જરૂર છે. કવિ વિશ્વનાથ જાનીએ નરસિંહ મેહેતાની ઉક્તિ તરીકે જણાવેલું નરસિંહ મેહેતાનું કથન ખરે જ સત્ય છે કે

"મારૂં ગાયું ગાશે તે, ઘણા ગોદાં ખાશે;
સ્હમજીને ગાશે તો સુખે વૈકુંઠ જાશે."

માટે એનાં પદો વગેરે સમજીને વાંચવાવિચારવાનાં છે. એટલા માટે મારૂં માનવું એવું છે કે આ "નવનારીકુંજર" ની કલ્પનાનું મૂળ ઉપર જણાવેલા ૪ થા પદમાં છે. એમાં પાંચમી લીટીમાં કવિ કહે છે કે ભગવાને જે અદ્દભુત સૌન્દર્યયુક્ત મોહિની રમણીનું સ્વરૂપ ધર્યું હતું, તેના સાળુડા ઉપર ભાત "નવનારીકુંજર" ની હતી. જેમ કેઃ—

"સાળુડે ભાત નવનારીકુંજરની, કસુંબાના રંગમાં બોળી રે !

ભગવાને પહેરેલા સાળુ ઉપર નવનારી કુંજરની ભાત જોઇને નરસિંહ મેહેતે ગોવિંદગમનના કાવ્યમાં એની ગુંથણી કરી છે, એમ હવે આપણને સ્પષ્ટ જણાય છે. એના પછી જ પાટણનાં પટોળાંઓમાં અને જયપુરનાં ચિત્રોમાં પણ નવનારીકુંજરનાં ચિત્રોનાં દર્શન થાય છે, એમ મારૂં સમજવું છે. મારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઇચ્છારામે નરસિંહ મેહેતાના કાવ્યસંગ્રહમાં આ ચાર પદો ઉપર જે ટીકા હારમાળાના પ્રસંગને ઉદ્દેશીને કરી છે, તે તે પ્રસંગને બદલે પર્વત મેહેતાને ત્યાં બનેલા પ્રસંગને લાગુ પાડવાની છે.

આ પ્રમાણે અનાયાસ કેટલોક ખુલાસો મળવાથી આનંદ થાય છે. પર્વતદાસ મેહેતા તથા નરસિંહ મેહેતો (કાકા અને ભત્રીજા), સંવત ૧૫૦૧ માં ભૂતળ ઉપર માંગરોળ ગામમાં શ્રીરણછોડરાયનો કીર્તનોત્સવ કરવાને વિદ્યમાન હતા, એની ખાત્રી થાય છે. એટલે રા. રા. આચાર્ય આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ, રા. રા. કનૈયાલાલ મા મુનશી અને તેમને પગલે ચાલી રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ-એમણે નરસિંહ મેહેતાને સો એક વર્ષ પાછળ એટલે કે સં. ૧૫૭૨ અને તે પછી હઠાવવાની જે માગણી ગુજરાતના સાક્ષરવર્ગ આગળ કરી છે, તે સ્વીકારવાની હવે જરૂર લાગતી નથી, એવું મારૂં નમ્ર મત છે.

નટવરલાલ ઈચ્છારામ દેસાઇ

# પરિશિષ્ટ ૨ જું

## નરસિંહ મેહેતાના સમયના કોયડાનો ઉકેલ

### A ઐતિહાસિક પુરાવાઓ.

(૧) સોરઠી તવારીખ. અથવા તવારીખે સોરઠ. મૂળ ગ્રંથ ફારસી ભાષામાં રચનાર દિવાન રણછોડજી અમરજી (વિ. સં. ૧૮૮૧ ઈ. સ. ૧૮૨૫); અંગ્રેજીમાં ભાષાંતર કરનાર જેમ્સ બર્જેસ.

**સોરઠી તવારીખ.** ગુજરાતીમાં ભાષાંતર કરનાર ભાણજી ગોકુલ પારેખ; છપાવનાર જાદવરાવ લીલાધરદાસ શુક્ર.(છપાયું ઇ.સ. ૧૮૯૧) જુઓ નરસિંહ મેહેતાના જીવન, રાહ મંડલિક, અને મહમદ બેગડા સંબંધી ઉલ્લેખ પાનાં ૯૧ થી ૧૦૩ સુધી.

અંગ્રેજી પુસ્તકનાં પાનાં ૧૧૬ થી ૧૧૮ ઉપર અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ જૂનાગઢ જિત્યું, છેલ્લા રાજા રાહ મંડલિક પાંચમાને (ગેઝેટીયર પ્રમાણે ત્રીજાને) મુસલમાન બનાવ્યો, એ વગેરે હકીકત છે.

પાના. ૧૧૮ થી ૧૨૩ ઉપર પાંચમા રાહ મંડલિકના રાજ્યના નાશનાં અનેક કારણોમાં નરસિંહ મેહેતાને સંતાપવામાં આવ્યો તે પણ એક ગણાવેલું છે, અને નરસિંહ મેહેતાની તવારીખ આપેલાં છે. તેમાં ખાસ કરીને હારમાળાનો પ્રસંગ પણ વર્ણવ્યો છે. ખુદ હારમાળામાં પણ મંડલિકનું રાજ યવનોના હાથમાં જશે એવા શાપનું કથન પણ મળે છે.

Page 121. Inspite of beholding so many evident miracles Raja Mandalik prohibited Narsinh Mehta from propagating the Vaishnav sect.

Page 122. If Hazrat Damodar-Rai will take off from his own neck a flower garland and give it to this Nagar, we will leave him to his own ways.

Page 123. Mehta Narsinha obtained garland in in Samvat 1512 and for the crime of insulting so innocent a worshipper of the god, the Mandalik dynasty lost the throne for ever.

Page 124. રાહ માંડલિકનો રાજ્યકાળ સંવત્ ૧૪૮૯ થી ૧૫૨૯. આ માંડલિક રાજા તે રાહ માંડલિક પાંચમો હતો.

મહમદ બેગડાએ પાંચમા રાહ માંડલિકને મુસલમાન બનાવ્યો અને તેનું રાજ્ય તેના બે દિકરાઓને આપ્યું હતું. તેઓ રાયજાદા કહેવાતા હતા. તેઓ અમદાવાદથી નિમાઇ આવતા થાણદારના હાથ નીચે રાજ્ય કરતા હતા. રાયજાદાનાં નામો અને તેમના વંશજોનાં નામો અને રાજ્યકાળનો સમય નીચે પ્રમાણે છેઃ—

| | ઇ. સ. | સંવત |
|---|---|---|
| ભૂપતસિંહ | ૧૪૭૨–૧૫૦૩ | ૧૫૨૮–૧૫૫૯ |
| ખેંગાર ૬ ઠો | ૧૫૦૩–૧૫૨૪ | ૧૫૫૯–૧૫૮૦ |
| નોંઘણ ૬ ઠ્ઠો | ૧૫૨૪–૧૫૫૧ | ૧૫૮૦–૧૬૦૭ |
| શ્રીસિંહ | ૧૫૫૧–૧૫૮૫ | ૧૬૦૭–૧૬૫૧ |
| ખેંગાર ૭ મો | ૧૫૮૫–૧૬૦૯ | ૧૬૫૧–૧૬૬૫ |

(૨) જૂનાગઢ રાજ્યના ઇતિહાસમાં તેમ જ 'બોમ્બે ગેઝેટીયર'માં મેજર જે. ડબ્લ્યુ વાટસને પણ પોતાની શોધખોળને પરિણામે ઉપર પ્રમાણે જ હકિગત જણાવી છે.

(૩) "સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ" ભાગ ૧ લો. લખનાર જાણીતા સ્કોલર ભગવાનલાલ સંપતરામ. ગ્રન્થ છાપ્યો ઇ. સ. ૧૮૬૮માં.

તેઓ પણ ઉપલી બાબતને ટેકો આપે છે. જૂઓ પ્રકરણ ૭મું, પાનું ૧૭૯.

(૪) રાસમાળામાં કિન્લોક ફાર્બસ સાહેબ પાના ૪૬૫–૪૬૬ ઉપર, અને (૫) 'મીડીવીઅલ ઇન્ડિઆ'માં ઇતિહાસકાર લેન પુલે ગુજરાતના રાજાઓના

પ્રકરણમાં મહમદ બેગડો, રાહ મંડલિકની (અને નરસિંહ મેહેતાની) વાત જણાવી છે, તે ઉપર પ્રમાણે છે.

તેજ પ્રમાણે (૬) એલ્ફીન્સ્ટનના ઇતિહાસમાં, (૭) બોમ્બે ગેઝેટીઅરમાં, (૮) કર્નલ વૉકર સાહેબના રિપોર્ટમાં, (૯) વડોદરાના રાજકર્તાઓનાં પુસ્તકમાં, (૧૦) કાઠિયાવાડના ગેઝેટીઅર, એ સર્વમાં પણ ઉપર પ્રમાણે હકીકત જણાવેલી છે.

આ સર્વ ઐતિહાસિક આધારો ઉપરથી જણાશે કે મહમદ બેગડો, રાહ મંડલિક અને નરસિંહ મેહેતો સમકાલીન હતા, અને હારમાળાનો પ્રસંગ ચૂડાસમા રાહ મંડલિક પાંચમાના કાળમાં એટલે સં. ૧૫૧૨માં બન્યો હતો, એમ ચોક્કસ ઠરે છે. રાહ મંડલિક પછી જુનાગઢની ગાદીએ જે જાગીરદારો થયા તેમાં મંડલિક નામનો કોઇ રાજા ૧૫૭૨ સુધીમાં કે તે પછીથીયે થયો નથી અને મંડલિક નામથી ઓળખાયો યે નથી. કારણ શ્રીયુત મુનશી સૂચવે છે, તેમ "મંડલિક" એ કોઈ બાયાતી રાજાને ઉદ્દેશનારી પદવી નથી, પણ વિશેષ નામ છે, અને એ નામના એક નહિ પણ પાંચ પાંચ મંડલિક થયા છે. * મેહેતા નરસિંહના સમયનો રાહ મંડલિક તે પાંચમો મંડલિક હતો. એટલે રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી અથવા તેમને પગલે ચાલનાર

| * સોરઠી તવારિખ પ્રમાણે | ઇ. સ. | ગેઝેટિયર પ્રમાણે ઈ. સ. |
|---|---|---|
| રાહમંડલીક ૧ લો. | ૧૦૨૧ | |
| ,, ૨ જો | ૧૧૨૭ | |
| ,, ૩ જો | ૧૨૧૩ | ૧ લો ૧૨૬૦-૧૩૦૬ |
| ,, ૪ થો | ૧૩૭૬ | ૨ જો ૧૩૯૭-૧૪૦૦ |
| રાહ મંડલિક ૫ મો | ૧૪૩૨-૧૪૭૨ | ૩ જો ૧૪૫૧-૧૪૭૨ |

સોરઠી તવારિખ, મિરાતે સિકંદરી, ફરિસ્તો, રાસમાળા, જેને રાહ મંડલિક પમો ગણે છે તેને જ ગેઝેટિયરમાં ૩જો ગણેલો છે, બન્નેનો રાજ્યકાળ એક સરખો આવે છે.

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ તર્ક કરે છે કે ૧૫૭૨ માં કોઇ બીજો મંડલિક (ખંડીયો) હશે તે, આમ ઐતિહાસિક પુરાવાને અભાવે તદ્દન ખોટો ઠરે છે.

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, નરસિંહ મેહેતા ઉપર બંગાળના સાધુ વૈષ્ણવાચાર્ય શ્રી કૃષ્ણ ચૈતન્યની ભક્તિની અસર હતી, તે પુરવાર કરવા-માટે હારમાળાનો પ્રસંગ જે ૧૫૧૨ માં બન્યો, તેનો સમય ખસેડી સં.૧૫૭૨માં બીજા કોઈક માંડલિકના રાજ્યકાળમાં બન્યો હતો, એમ સાહિત્યની આલમમાં ઠસાવવા માંગે છે. પણ તેમ નિષ્ફળ છે, એમ ઉપલા ઐતિહાસિક પુરાવાથી વાંચનારને જણાશે. સંવત્ ૧૫૭૨માં જુનાગઢની ગાદી ઉપર ખેંગારસિંહ ૬ ઠ્ઠો, અમદાવાદના બાદશાહના ખંડિયા તરીકે રાયજાદા ખેંગારસિંહ ૬ઠ્ઠાને નામે રાજ્ય કરતો હતો. એના રાજ્ય કાળમાં હારમાળાનો પ્રસંગ બન્યો હોવાનો કશો પુરાવો મળતો નથી. એટલે રા. રા. કનૈયાલાલ મુનશીનો મુદ્દો સાચો ઠરતો નથી.

અમરેલીથી રા. રા. ભાઇ નયનસુખરાય વિનોદરાય મજમુદાર બી. એ. એલ. એલ. બી. એક પત્રમાં લખે છે કે, "વળી નરસિંહ મેહેતાજીએ જે સખીઓનાં નામ પોતાના કાવ્યોમાં લખેલાં છે, તે પોતે કોઈ પુરાણ કે કાવ્યમાંથી લીધાં જ નથી, પરંતુ પોતે રાસ જે પ્રત્યક્ષ જોયો, તેમાં જે મુખ્ય સખીઓ હતી તથા તેણે પ્રત્યક્ષ જોયેલી તેમનાં નામ એ જ વર્ણનમાં લખ્યાં છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ડાર્વીનની ઇવોલ્યુશન થીયરી (ક્રમિક ઉન્નતિવાદ)ના પરિણામરૂપે જે જડવાદ પ્રથમ ફેલાયલો તેના વાતાવરણમાં ઉછરેલા નરસિંહરાવભાઈ અને મારે સખેદ કહેવું જોઇએ કે વડીલ આનન્દ-શંકરભાઇ જેવાને પ્રભુ સાક્ષાત્ દર્શન ભક્તોને દે છે એ વિગેરે વાત ગળે ન જ ઉતરે. તેઓ તો હર્બર્ટ સ્પેન્સરના unknown and unknowable અજ્ઞાત અને અજ્ઞેયના અગમ્યવાદમાં બાટકતા હોય એમ લાગે છે. અથવા તો પોતાના Biographical History of Philosophy (ફીલસુફીનો

જીવનચરિત્રાત્મક ઇતિહાસ) નામના પુસ્તકમાં જે. લ્યુઇસ (J. Lewis) લખે છે તેમ (to know more, we must be more) વિશેષ જાણવાને, આપણે પણ વિશેષ થવું જોઇએ તથા (We can't be more) આપણે વિશેષ થઈ શકીએ જ નહિ એમ માનીલે છે. જ્યારે આર્ય ઋષિ-મુનિઓ તથા ભક્તોએ પોતપોતાના ઇષ્ટનાં સાક્ષાત્ દર્શન કર્યાના સેંકડો દાખલાઓ એમ બતાવી આપે છે કે (we can be more, and it may be unknown to some, but it is not unknowable. It can be known) આપણે મહાન્ થઇ શકીએ છીએ, અને કદાચ કેટલાક તે જાણી-સમજી ન શકે, તો પણ તે કેવળ અવિજ્ઞેય કે અગમ્ય તો નથી જ. તે જાણી શકાય જ્ઞેય તેમ છે. આ હવે બહુ જ ધીમે ધીમે વિજ્ઞાનની દૃષ્ટિમાં આવવા લાગ્યું છે. ડાર્વિન પછીનો જડવાદ તો ક્યારનોયે છિન્નભિન્ન થઇ ગયો છે, પણ છાતી ઠોકી નરસિંહને સાક્ષાત પરમ તત્વનાં દર્શન થયાં હતાં એ વાત કબૂલી શકતા નથી; કારણ કે એવી નૈતિક હિમ્મત તેનામાં લાગતી નથી; તેથી પછી આમ તેમ વલખાં મારી વિતર્કકુતર્કો કરી અનુમાનના ગોળાઓ ફેંકે છે. નરસિંહ મેહેતાજીએ રાસ પ્રત્યક્ષ જોયો, અગર હારમાળા પ્રભુએ તેને આરોપી, એમ માને એટલે સરળ થઇ જશે. ન માને તો પણ હારમાળાના પ્રસંગને અને મંડલિકના કાળને કોઈ પણ કુતર્ક ફેરવી શકતા નથી; કારણ એ ઐતિહાસિક સત્ય હોઈ તે ચોક્કસ નિયત થયેલા છે."

---

## B. નરસિંહ મેહેતા, ચૈતન્ય અને વલ્લભાચાર્ય.

બીજી એક એવી દલીલ કરવામાં આવે છે કે જો નરસિંહ મેહેતા ચૈતન્ય પહેલા થયા હોત તો ચૈતન્યના શિષ્ય ગોવિન્દદાસ, પોતાના "કડચા" માં જુનાગઢના પ્રવાસની વાત લખી છે (સં. ૧૫૬૭) તેમાં નરસિંહ મેહેતા સમ્બન્ધમાં કંઈ ઉલ્લેખ કરત કે કંઇ લખત; પણ તેવો તેવો કશો ઉલ્લેખ મળતો નથી, માટે નરસિંહ મેહેતો ચૈતન્ય પહેલા થઈ ગયો નથી, પણ પછી જ થયો છે. આનો જવાબ

એ છે કે જો ચૈતન્ય નરસિંહ મેહેતા પહેલાં થયો હોય અને તેની ભક્તિપ્રણા-લિની અસર, મી. મુનશી કહે છે તેમ મહેતાજી ઉપરૅ થઈ હોય તો નરસિંહ મેહેતાનાં કાવ્યોમાં ચૈતન્યનો ઉલ્લેખ આવવો જોઇએ, પણ તે કયાં છે? આવી દલીલોથી તો એમ ઠરે છે કે ચૈતન્ય પ્રભુ નરસિંહ મેહેતા પછી થયા. આમ દલીલ શા માટે ન થઈ શકે? જો એક બીજા કવિઓ એક બીજાનો ઉલ્લેખ કરે, એના ઉપર કેવળ તેના કાળનો નિર્ણય કરવામાં આવે તો, તેવા તર્કને શું કહેવું. તે સમજાતું નથી. ચૈતન્યના ગોવિંદરામના કડછામાં જુનાગઢમાં યવનરાજ હતું કે હિન્દુ રાજ હતું તેનો ઉલ્લેખ પણ નથી, માટે આપણે શું સમજવું? તે પણ નહોતા, એમ જ કે? આ પ્રકારની દલીલ જ વિચિત્ર છે.

શ્રીચૈતન્ય પ્રભુ તો સં. ૧૫૭૨ માં જુનાગઢમાં આવી ગયા, પણ તે પહેલાં શ્રીવલ્લભાચાર્યશ્રી સં. ૧૫૫૦–૫૨ માં જુનાગઢ, પ્રાચી, પ્રભાસ, દ્વારકા, રમણ-દ્વીપ (બેટ દ્વારકા), નારાયણ સરોવર વગેરે સ્થળોએ આવી ગયા હતા. અને ચૈતન્ય કરતાં તો પુષ્ટિમાર્ગના મતને મળતી ઘણી વાતો નરસિંહ મેહેતાના ગ્રન્થો વગેરેમાં જોવામાં આવે છે. તેથી તો વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવો વગેરેમાં નરસિંહ મેહેતાને "બધૈયો" (વધાઈ ખાનારો) કહ્યો છે, અને તેનું એક પદ (જૂઓ નરસિંહ મેહેતા કૃત કાવ્યસંગ્રહ પાનું ૫૩૩, પદ ૧૨૧) પણ વારંવાર કહેવામાં આવે છે; અને ચાતુરી છત્રીશીના પદ અંક ૧૦ માં તો "પુષ્ટિ મારગ" શબ્દ ચોખ્ખો વાપરેલો જણાય છે. વળી દયારામ કવિ પોતાના રચેલાં 'પુષ્ટિપથરહસ્ય'માં કહે છે કે "પ્રકટ પહેલી નરસિંહ મેહેતે ગાઇ વધાઇ." ( કડી ૮૨–૮૩ મી ). આખા વલ્લભી વૈષ્ણવ સમાજની માન્યતા-થી એટલું પુરવાર થાય છે કે નરસિંહ મેહેતો શ્રીવલ્લભાચાર્ય પૂર્વે જ થઇ ગયો. શ્રીવલ્લભાચાર્યનો જન્મ સં. ૧૫૩૫ મા થયો હતો. એટલે કંઇ નહિ તો નરસિંહ મેહેતો સં. ૧૫૩૫ પહેલાં તો થઇ ગયો હોવો જોઇએ, અને હારમાળાનો પ્રસંગ સં. ૧૫૧૨ શિવાય બીજા કોઇ પણ વર્ષ ઉપર ઠેલી શકાય તેમ નથી.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે નરસિંહ મેહેતો ચૈતન્ય તેમ જ વલ્લભાચાર્ય બન્નેની પૂર્વે થઈ ગયો છે. અને તેના ઉપર ચૈતન્યની કે વલ્લભાચાર્યના સિદ્ધાંતની છાયા નથી, તેમ લલિતા, ચન્દ્રાવલી, વિશાખા, આદિ રાધાની સખીઓનાં નામ આ આચાર્યોના કે તેમના શિષ્યોના ગ્રન્થો ઉપરથી મહેતાએ લીધાં નથી, પણ શ્રીકૃષ્ણકૃપાએ પોતાને થયેલા પ્રત્યક્ષ સ્વાનુભવદર્શન ઉપરથી લીધેલાં છે; કારણ કે જે કેટલીક વાતો નરસિંહ મેહેતાનાં કાવ્યોમાં આવે છે તે કોઇ પણ ગ્રન્થમાં આવતી નથી; જેમકે ગોવિંદગમનમાં નવનારીકુંજરની વાત, અને સુરતસંગ્રામમાં વર્ણવેલું અદ્ભુત શૃંગાર અને વીરરસ જેવા વિરોધી રસનું એકીકરણ અને વર્ણન, "સુરતસંગ્રામ"માં ગ્રન્થકર્તા પોતે જ એક પાત્ર બની જઇ તેમાં ઘૂમવું, અને બીજા જયદેવ, નામદેવ, રામાનન્દ ભક્તોને ઘૂમાવવા, ગોપીભાવે ભગવાનનેપ્રકટ ભજવા, અને શૃંગારમાળામાંની કેટલીક ભાવનાઓ વગેરે. આ સર્વ નરસિંહ મેહેતાની પોતાની સ્વાનુભવની ઉક્તિ છે. એનું દર્શન ચૈતન્યમાં કે વલ્લભાચાર્યના કે ચૈતન્યના શિષ્યોના રચેલા (ઉજ્જ્વલ નીલમણિ) વગેરે ગ્રંથોમાં થતું નથી. તેથી એમ જ સિદ્ધ થાય છે કે નરસિંહ મેહેતો કોઇનો ઋણી નથી, તેમ ચૈતન્ય અને વલ્લભાચાર્યથી પહેલાંજ થઇ ગયો છે.

---

## ૯. નરસિંહ મેહેતાના સમકાલિન અને પછી થયેલા કવિઓ

વિક્રમના પંદરમા અને સોળમા સૈકામાં ઘણા કવિઓ થઈ ગયા છે, અને તેમાંના ઘણા નરસિંહ મેહેતાના સમકાલીન હતા એટલુંજ નહિ પણ સોરઠ પણ જુનાગઢના વતની હતા. છતાં પણ તેઓએ નરસિંહ મેહેતા સંબંધમાં કશો ઉલ્લેખ કર્યો નથી; તેથી કંઇ એમ પુરવાર ન થઇ શકે કે નરસિંહ મેહેતો તેઓના સમયમાં નહોતોજ. એવો કોઇ કાયદો નથી કે નરસિંહ મેહેતા પાછળ કે તેના સમયના કવિઓએ નરસિંહ મેહેતા સંબંધી કંઇ ને કંઇ ઉલ્લેખ પોતાનાં કાવ્યોમાં કરવો જ જોઇએ. વિના કારણ તેઓ નરસિંહ મેહેતાનું નામ પોતાનાં કાવ્યોમાં શા માટે લે? નરસિંહ મેહેતાના સમયમાં જ

પ્રભાસ પાટણમાં કાયસ્થ કવિ કેશવદાસ સં. ૧૫૨૯ માં અને ભીમ સં. ૧૫૪૦માં અને પછી ગૌરીચરિત્ર અને રાવણમંદોદરીસંવાદવાળો શ્રીધર સં. ૧૫૫૪ માં ખુદ જૂનાગઢમાં થઇ ગયો છે, છતાં તેઓએ નરસિંહ મેહેતા સંબંધમાં કશો ઉલ્લેખ કર્યો નથી. પણ તેથી કંઇ એમ સિદ્ધ નજ થઇ શકે કે નરસિંહ મેહેતો તેઓની પહેલાં થઇ ગયો નહોતો.

રા. મુનશી હારમાળાનો પ્રસંગ સં. ૧૫૭૨માં બન્યો એમ ઠરાવવા માંગે છે. આ જ સમયે એના જ ગામમાં શ્રીધર કવિ થઇ ગયો છે, છતાં તેણે નરસિંહ મેહેતાનું નામ વિના કારણ પોતાના કોઇ ગ્રંથમાં લીધું નથી, તેથી નરસિંહ મેહેતો તેનો સમકાલીન કે પૂર્વકાલીન નહોતો એમ ઠરતું નથી.

તેમજ આખા સોરઠને ચાકે ચઢાવે એવો રાજા પ્રેરિત હારમાળાનો પ્રસંગ શ્રીધરના સમયમાં એટલે કે સં. ૧૫૭૨ માં બન્યો હોયતો તે એનો ઉલ્લેખ કર્યા વિના રહેજ નહિ. એથી હારમાળાનો પ્રસંગે સં. ૧૫૭૨ માં બન્યો નથી, એમ સમજવાને સબળ કારણ મળે છે.

નરસિંહ મેહેતાના સમયના અને તેના પછીના જે કવિઓ ગુજરાતી ભાષામાં થઇ ગયા છે, તેમાંથી કોઇએ "ભક્તચરિત્ર" લખ્યું હોય, અને તેમાં નરસિંહ મેહેતાનું નામ આવ્યું ન હોય તો રા. રા. કનૈયાલાલ મુનશી જે જાતની દલીલ કરે છે તે માન્ય કરી શકાય. પણ વસ્તુસ્થિતિ તેવી છે જ નહિ, એટલે રા. મુનશીની નરસિંહ મેહેતાને સમયચ્યુત કરવાની જે દલીલો છે તે સ્વીકારી શકાય તેવી નથી. ઉલટી રા. મુનશીની વિરૂદ્ધ જાય એવી એક દલીલ છે. શુકદેવાખ્યાનના કર્તા ખોરસદના ડોડિયા કુળના કવિ વસ્તાભાઇએ 'સાધુચરિત્ર' લખેલું છે, અને તે મારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઇચ્છારામે જોયું હતું, અને તેમાં નરસિંહ મેહેતાનું ચરિત્ર હતું, એમ તેમણે સ્પષ્ટ બૃહત્કાવ્યદોહનના ભાગ ચોથામાં વસ્તાભાઇ કવિનું ચરિત્ર છાપ્યું છે તેમાં જણાવેલું છે. આ વસ્તો કવિ સં. ૧૬૨૦માં થઇ ગયો છે, અને નરસિંહ મેહેતા સબંધી તેની લખેલી હકીકત ખોટી તો હોઇ શકે નહિ. દિલગીરીની વાત એટલી જ છે કે મારા

પિતાશ્રીએ પ્રસ્તુત કાવ્યની નકલ કરાવી નહિ લીધી; અને આજે તેની બીજી હસ્તલિખિત પ્રત મળતી નથી. રા. રા. મુનશી આવા સારા પુરાવાને અદ્ધર ઉરાડી દે છે, કારણ કે તે તેમને ફાવતો આવતો નથી.

વળી સં. ૧૬૦૧ માં થઇ ગયેલા વડોદરાના કવિ નાકરે નાની ભક્તમાળ લખેલી છે, તે જો મળી આવે અને તેમાં મહેતાજીનું જીવનચરિત્ર હોય તો તે રા. મુનશીની દલીલને તોડનારૂં સબળ કારણ થઇ પડે ખરૂં.

નરસિંહ મેહેતા સંબંધમાં સ્પષ્ટ ઉલ્લેખ, મરૂભૂમિના ચારણ કવિ "હરિરસ" કાવ્યના કર્તા ઇશ્વરદાસ ચારણ, જેઓ સં. ૧૫૧૫ થી તે ૧૬૨૨ સુધી જીવતા હતા, તેમણે એક 'તિથિકાવ્ય' રચ્યું છે તેમાં આવે છે. આ કાવ્ય લીંબડીના મહારાજાશ્રીએ જે "હરિરસ" છપાવ્યો છે તેમાં આપેલું છે. કવિ ઇશ્વરદાસ ચારણ આ તિથિકાવ્યમાં પરમેશ્વરની સ્તુતિ કરતાં આ પ્રમાણે લખે છે:–

"રેતાં નાગરો લાજ, નોમેં નરસૈંયા તણી
મામેરૂં મહારાજ, સબળું પુર્યું શામાળા."

આ કાવ્ય ક્યારે રચાયું હશે તે વિષે ઇશ્વરદાસના ચરિત્રકાર ચારણ શંકરદાનજીએ લખેલા ચરિત્ર ઉપરથી અનુમાન થાય છે કે તે વિ. સં. ૧૬૨૧ માં રચાયું હોવું જોઇયે. ભક્ત તરિકે નરસિંહ મેહેતાનું વર્ણન અને ભગવાને મામેરા વખતે તેની રાખેલી લાજ, એ પ્રસંગ જોતાં નરસિંહ મેહેતો તેની પુર્વે ઘણાં વર્ષ અગાઉ થઇ ગયેલો હોવો જોઇએ એમ પુરવાર થાય છે; અને તેથી નરસિંહ મેહેતાના જીવનકાળની જે મર્યાદા વિદ્વાનોએ બાંધી છે, તે રા. રા. મુનશીની દલીલોથી ખોટી ઠરી શકતી નથી.

નરસિંહ મેહેતાની ભક્ત તરિકેની ખ્યાતિ સોરઠની સીમા છોડીને મારવાડ અને વ્રજભૂમિ સુધી અને દક્ષિણમાં તથા મધ્ય પ્રાંત વગેરે દૂરના પ્રદેશોમાં તે વખતે વિક્રમના ૧૬મા ૧૭મા સૈકાઓમાં ફેલાઇ ગઇ હતી, અને

તેટલી પ્રસિદ્ધિ થવા માટે આપણે એક સૈકો મુકીએ તો નરસિંહ મેહેનો સં. ૧૫૦૦માં થઈ ગયેલો હતો એમ જ માની શકાય. વળી મૂળ મેડતા–મારવાડના પણ સં. ૧૫૫૫ પછી દ્વારકામાં આવી વસેલા મીરાંબાઇએ "નરસિંહજીકા માયરા" કાવ્ય રચ્યું હતું તે માટે શંકા લાવવાનું કારણ નથી, અને સંવત ૧૭૧૦માં મધ્ય પ્રાંતના નાગપુર નગરના બીજા એક કવિ જેઠમલજીએ પણ હુંડી* રચેલી મળી આવે છે. સ્વ. ગોવર્ધનરામ ભાઇ તો જણાવે છે કે નરસિંહ મેહેતાની ખ્યાતિ એક ભક્ત તરિકે ઠેઠ કાશ્મીરથી કન્યાકુમારી સુધી પ્રસરેલી હતી. શ્રીવલ્લભાચાર્યજી પછી તેના પૌત્ર શ્રીકલ્યાણરાયજી જેઓ વિ. સં. ૧૬૨૦ માં હૈયાત હતા, તેમણે પોતાના એક સંસ્કૃત ગ્રંથમાં નરસિંહ મેહેતાનું નામ લખ્યું છે.†

હવે એક બીજો મુદ્દો વિચારીએ. શ્રીકૃષ્ણ પછી દ્વારકાધીશના વજ્રનાભના સ્થાપેલાં ત્રણ સ્વરૂપો હતાં:–બે મોટાં અને એક નાનું. તેમાંથી એક મોટું સ્વરૂપ સં. ૧૨૧૫માં ડાકોરના ભક્ત બોડાણાને માથે પધાર્યું, અને એક નાનું સં. ૧૫૦૧ માં પર્વત મેહેતાને માથે માંગરોળમાં પધાર્યું; અને ત્રીજું ત્રિકમજીનું સ્વરૂપ મૂળ દ્વારકામાં રહ્યું. નરસિંહ મેહેતાના કાવ્યમાં દ્વારકાપતિ–રમણદ્વીપપતિ(બેટપતિ)ની સ્તુતિ આવે છે. પર્વતપતિ રણછોડરાયની

---

* सुख उपज्यो पिवत परमान, करी सहायता श्रीभगवान,
सीर आरोग्यो श्रीजदुराय, नरसिकी हुडी सिकराय.
सोरठा
नगर नागपुर वास, नाम जेठमल जानिये;
हरि भक्तनको दास, सवत सतरासो दशक.
समौ वेठ गुरुवार, ज्येष्ट शुक्ल पख अष्टमी;
हरिगुण कियो उचार, जो बाचे सीखै सुनै.

† આ હકીકત મને વૈ. મુળચંદ તુલસીદાસ તેલીવાળાએ કહી હતી શ્રીકલ્યાણરાયજીનો ગ્રન્થ મેં નતે જોયો નથી.

સ્તુતિનાં પદો હજી મળ્યાં નથી, પણ માત્ર ચાર પદો એ પ્રસંગને લગતો મળ્યાં છે. એ સિવાય બીજો કશો ઉલ્લેખ નથી. બોડાણા સંબંધમાં કે ડાકોરનાથ રણછોડરાયજી સંબંધમાં તો એટલો પણ ઉલ્લેખ મળતો નથી, તો તેથી શું આપણે એમ સમજવું કે બોડાણો નરસિંહ મેહેતા પહેલાં થઇ ગયા નથી? રા. રા. મુનશીની આવા પ્રકારની દલીલો જરા પણ વજન આપવા જેવી નથી.

---

## D. વિદ્વાનોની શંકાનું સમાધાન

સ્વ. ગોવર્ધનરામભાઇના પ્રથમ સાહિત્ય પરિષદ વખતે અપાયલા ભાષણ ઉપર વિવેચન કરતાં આચાર્યશ્રી આનંદશંકરભાઇએ નરસિંહ મેહેતાને સમયચ્યુત કરવાનો પ્રયત્ન કર્યો છે. અને નરસિંહના કાવ્યમાં ચૈતન્યની ભક્તિની અને કબીરના મતની અસર જોવાનો અને ચૈતન્ય સંપ્રદાયમાંના ગ્રન્થોમાંથી રાધાની સખીઓ લલિતા, વિશાખા, ચન્દ્રાવલી આદિનાં નામો લીધાં છે, એવું પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે. તે પછી ૧૯૨૬ રા. રા. કનૈયાલાલ મા. મુનશીએ એ જ વિષય સંબંધમાં શંકા-ષોડશી ઉભી કરી નરસિંહ મેહેતાને સમયભ્રષ્ટ કર્યો છે અને તેનાં કાવ્યોમાં ચૈતન્યની અસર છે, એવું પુરવાર કરવાનું જબરૂં મયન કર્યું છે. જે વાત રા. રા. આનંદશંકરભાઇએ જરા સંદિગ્ધ રાખી હતી તેને રા. મુનશીએ મટાડીને સિદ્ધ બનાવવા મયન કીધું. પણ તેની આ સોળે સોળ શંકાઓ સોળે સોળ આના મિથ્યા છે, તે સહેલાઇથી પુરવાર થઇ શકે તેમ છે. પણ અત્રે એ સંબંધમાં ઝાઝું લખવાનું સ્થળ નથી, માટે તેની આખી ચર્ચામાં ઉતરતા નથી.

સૌથી પહેલાં આચાર્યશ્રી આનંદશંકરભાઇએ નરસિંહ મેહેતાની જીવનકાળની પ્રચલિત તિથિ અને વર્ષ ખસેડવાની હિમાયત કરી હતી, અને લખ્યું હતું કે, "આ સ્થળે નરસિંહ મેહેતાની તારીખને લોકોક્તિ સિવાય અધિક પ્રમાણ ન હોય તો નરસિંહ મેહેતાની આજ સુધી મનાતી તારીખમાં

થોડાંક વર્ષનો ફેરફાર કરવો ઉચિત છે." આમ લખ્યા પછી તેમણે નરસિંહ મેહેતા ઉપર કબીર અને ચૈતન્યની અસર છે, એવું કેટલાક ગ્રન્થગત ઉતરાઓથી જણાયું છે, તેથી નરસિંહ મેહેતાને આજ સુધી મનાતા આવેલાં વર્ષ ઉપરથી ૧૦૦ વર્ષ પાછળ હઠાવવાની સૂચના કરી હતી. પણ તેમણે કરેલી સૂચનામાં ભવિષ્યોત્તર વગેરે પુરાણોના પુરાવાથી કેટલોક બાધ આવતો હતો. એટલે પ્રસ્તુત લેખને અંતે તેમનો મત ડામાડોળ થઈ ગયો, અને લેખના ઉપસંહારમાં તેઓશ્રી લખે છે કે, "કહેવાની જરૂર નથી કે આજ સુધી મનાતી આવેલી તારીખ જો અચળ માલમ પડે તો ચૈતન્યને બદલે ભવિષ્યોત્તર પુરાણની કલ્પના કરીને નિર્વાહ કરવામાં બાધ નથી." (જૂઓ. વસંત માસિકના સં. ૧૯૬૧ના શ્રાવણ અને ભાદ્રપદ માસના અંકો.) આજ સુધી મનાતી આવેલી તારીખ અચળ છે, એ પુરવાર કરવાનું કામ આપણું છે, એને તે આ લેખદ્વારા કર્યું છે.

આ સંબંધમાં જણાવવાનું કે નરસિંહ મેહેતો ભવિષ્યપુરાણ, ભાગવત, ગર્ગસંહિતા, પદ્મપુરાણ, ઉપનિષદો, સ્કન્દ પુરાણ, બ્રહ્મવૈવર્ત, કૃષ્ણજન્મખંડ, નારદાદિ પાંચરાત્ર, સાત્વતતન્ત્ર, રાધિકાતન્ત્ર, ભારતનું નારાયણપર્વ, હરિવંશ વગેરે ધર્મ ગ્રન્થોથી પૂરેપૂરો જાણીતો હતો, એટલુંજ નહિ પણ તેની પૂર્વે થઇ ગયેલા ભક્ત જેવા કે જયદેવ, નામદેવ, રામાનંદ આદિ સન્તો અને ભક્તોનાં માહાત્મ્યથી પણ તે જાણીતો હતો. એ ઉપરાંત જે કેટલીક નવી ભાવના, કલ્પના તેના કાવ્યાદિમાં જણાય છે, કે જે તેની પૂર્વેના કોઈ ગ્રન્થમાં કે સન્તોની વાણીમાં પણ જણાતાં નથી, તે તેને ભગવત્કૃપાથી થયેલા રાસાદિ લીલાનાં પ્રત્યક્ષ દર્શન વગેરે સ્વાનુભવના પરિણામરૂપ જણાય છે. આ હકિગતને એનાં કાવ્યોમાંથી જોઇએ તેટલો ટેકો મળી શકે તેમ છે. આધુનિક ચિકિત્સકો ભગવત્કૃપાના અદ્ભુત ફળાદિમાં માનતા નહિ હોવાથી તેઓ કેવળ તર્કથી ભક્તોનાં કાવ્યાદિ કસોટી જૂએ છે અને કંઇ સમાધાનપૂર્વક તાળો બેસાડી નહિ શકવાથી વાંચનારને અનેક શંકામાં તર્કવિતર્ક કરતો છોડી

મૂકે છે. નરસિંહ મેહેતાની ભકિતની જ્વાળા કયાંથી પ્રકટી, તેનું મૂળ અન્ય ગ્રન્થોમાં જોવા જવા કરતાં તેના સ્વાનુભવયુકત કથનોમાં જોવું એ વધારે શ્રેયસ્કર છે. એ માન્યા શિવાય એનો બીજી કોઈ રીતે ખુલાસો થઈ શકે તેમ નથી.

નરસિંહ મેહેતો, જયદેવ, નામદેવ, રામાનંદના પછી થયો હતો, અને ચૈતન્ય, વલ્લભાચાર્યની પહેલાં થયો છે. એટલે સં. ૧૫૩૫ પહેલાં થઇ ગયો તેમાં શક નથી. પણ તે પૂર્વે કયારે થયો ? એ શોધી કાઢવાનું છે. સં. ૧૫૦૧ માં અને ૧૫૧૨ માં તે જીવતો હતો, એ ચોક્કસ છે, એટલે સ્વ. ઇચ્છારામે, સ્વ. મણિશંકર કીકાણીએ, સ્વ. આચાર્ય વલ્લભજી હરિદત્ત, વેદમૂર્તિ કમળનયનાચાર્ય વગેરેએ પાછી શોધખોળ કરીને જે કાળનિર્ણય કર્યો છે, તે જ અમને તો વાજબી લાગે છે. એટલે કે સં. ૧૪૭૦ માં તેનો જન્મ હતો તે સત્ય છે. બહુમાં બહુ તો કદાચ ૧૪૭૦ ને બદલે ૧૪૮૦ નો સંવત આનો તો ચાલે. પણ તેને એથી અગાડી તો ઘસડી લાવી નહિ શકાય. માત્ર તે ભગવતશરણને ક્યારે પ્રાપ્ત થયો તે ચોક્કસ જણાયું નથી. પણ તેનાં, વલ્લભાચાર્યના અને વિઠ્ઠલનાથના આગમનના વધાઇનાં પદ* ઉપરથી, દયારામના કથન ઉપરથી, અને ચાતુરી ષોડશીનાં પદ અંક ૧૦મામાં આવતા "પુષ્ટિમાર્ગ" એ શબ્દ ઉપરથી;—મારું તો એમ માનવું થાય છે કે સંવત ૧૫૫૦–૫૨ માં શ્રીવલ્લભાચાર્યજીનું આગમન દ્વારિકામાં થયું તે વખતે કદાચ આચાર્યશ્રીને નરસિંહ મેહેતા સાથે મેળાપ થયેલો હોવો જોઇએ, અને વલ્લભાચાર્યશ્રીનો ઉપદેશ તેને મળ્યો હોવો જોઇએ, અને નરસિંહ મેહેતાની નિર્ગુણ ભકિતનો પ્રભાવ પણ આચાર્યશ્રી ઉપર પણ પડ્યો હોવો જોઇએ. એટલે તે વખતે નરસિંહ મેહેતો લગભગ ૮૦–૮૫ વર્ષનો

* નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ. પાનું ૫૩૩, પદ ૧૨૧ મું. એ ઉપરની મારા પિતાશ્રીની લખેલી ટીકા, દયારામ વગેરેના કાવ્યોનું કથન ધ્યાન બહાર રહી જવાથી ઉતાવળે લખાયલી છે, માટે યોગ્ય નથી.

હોય એ સમ્ભવિત છે. વળી જુનાગઢ તૂટયા પછી અને મુસલમાનોનું ખંડિયા રાજ્ય સ્થપાયા પછી નરસિંહ મેહેતે જુનાગઢ છોડી છેલ્લાં વર્ષો દ્વારકામાં ગાળ્યાં હોવાં જોઇએ, એમ લાગે છે. આ રીતે તપાસતાં તેનો અવસાનકાળ સં. ૧૫૫૫ સુધી જાય છે. તે આશરે ૮૦–૮૫ વર્ષ જીવ્યો હોય તો તે અસંભવિત તો નથી જ.

જો નરસિંહ મેહેતા અને વલ્લભાચાર્યજીનો મેળાપ ન થયો હોય પણ ઉક્ત વધાઇનું પદ તેની ભવિષ્યવાણી તરીકે, વૈષ્ણવો માને છે તેમ માનીએ તો પણ, નરસિંહ મેહેતો સં ૧૫૩૫ પહેલાં થઇ ગયો હતો, એટલું તો પુરવાર થાય છે. ચાતુરી છત્રીશીમાં આવતો 'પુષ્ટિ' શબ્દનો પ્રેમના અર્થમાં તો એને જ પહેલવહેલો ઉપયોગ કર્યો છે, એટલુ તો માન્યા શિવાય છૂટકો નથી. એટલે રા. મુનશીની માફક કોઇ કહે કે વલ્લભાચાર્યે નરસિંહ મેહેતા ઉપરથી બ્રહ્મવાદ, પુષ્ટિમાર્ગ, નિર્ગુણ ભક્તિ વગેરે સ્વીકારી, તો શા માટે તેમાં શંકા લાવવી? આ લખાણનો હેતુ એવો નથી કે વલ્લભાચાર્યે નરસિંહ મેહેતા પાસેથી પુષ્ટિમાર્ગની પ્રણાલિકા મેળવી, એવું પુરવાર કરવું. નરસિંહ મેહેતાની ભક્તિ સ્વયંસ્ફુરિત છે. તે જ પ્રમાણે વલ્લભાચાર્યજીની એ છે. પણ આ બે સ્વયં સ્ફુરણમાં નરસિંહને પહેલી સ્વયં સ્ફુરણ છે, એ કહેવાની મતલબ છે. અને ચાલુ પ્રસંગને અંગે અન્ય સાધનો ઉપરથી નરસિંહ મેહેતો વલ્લભાચાર્યજી પહેલાં થઈ ગયો, એટલે સં. ૧૫૩૫ પહેલાં થઇ ગયો, એ સિદ્ધ થાય છે. જો નરસિંહ મેહેતો રાહ મંડલિકનું પતન જોવા જીવ્યો નહિ હોય તો સં. ૧૫૨૮ પહેલાં તે ભગવચ્છરણ થયો હોવો જોઇએ અને તેવું અનુમાન સ્વ. ઇચ્છારામ વગેરેએ કરેલું છે.

---

## E. જ્યોતિષ રીતે પણ નરસિંહ સં. ૧૫૧૨ માં હતો, તેનો પુરાવો.

હવે માત્ર રા. રા. કનૈયાલાલ મુનશીએ એક સબળ દલીલ તરીકે કેટલીક જ્યોતિષની માહિતી આપી છે, અને હારમાળાની કેટલીક પ્રતોમાં ૧૫૧૨ના

માગસર માસ, શુકલ પક્ષ, સાતમની તિથિ એટલે માગશર સુદ ૭ મળતા આવે છે, પણ એક માત્ર વાર મળતો નથી આવતો. વર્ષ સાથે જે માસ, તિથિ, પક્ષ, વાર આપેલાં છે, જે પોતાને બંધ બેસતા નહિ લાગવાથી ૧૫૧૨ ને બદલે ૧૫૭૨નું વર્ષ હારમાળાના પ્રસગ માટે રા. મુનશીએ પસન્દ કર્યું છે, તે જરા તપાસી જોઇએ.

આના સમ્બન્ધમાં એટલો જ ખુલાસો કરવાનો કે માસ, તિથિ, પક્ષ, વાર મળતાં નહિ આવે તેથી તે બદલી નહિ લેતાં આખું ૧૫૧૨ નું વર્ષ, જે સર્વ પ્રતોમાં એક સરખું મળતું આવે છે, તે જ એકદમ બદલી નાંખવું અને ૧૫૭૨ નું ચોક્કસ વર્ષ ઠરાવી દેવું, એ ઘણું જોખમકારક છે; અને આટલા જ કારણસર નરસિંહ મેહેતાને સો એક વરસ પાછળ પાડવો એ કંઇ વાજબી ન ગણાય. તેનું કારણ કે સં. ૧૫૧૨નું વર્ષ, માગશર મહિનો, શુક્લપક્ષ, સાતમની તિથિ અને રવિવાર, જે જ્યોતિષની ગણત્રીએ ખરા ઠરેલાં છે, તે બીજી વિશ્વાસલાયક હારમાળાની સંખ્યાબંધ જૂની નવી પ્રતોમાં મળી આવે છે. મતલબ કે જે જ્યોતિષની ગણત્રી રા. રા. મુનશીએ કરાવી તેને આધારે નરસિંહ મેહેતાને ૬૦ વરસ સમયચ્યુત કર્યો છે, તે ગણત્રી તો ઉલટી તેની સામે જાય છે, અને હારમાળાના પ્રસંગને માટે અને રાહમંડલિકના અસ્તિત્વને માટે સં. ૧૫૧૨ માગશર શુદ સાતમ ને રવિવાર એ તારીખ સાચાં પડે છે. આ વર્ષમાસાદિ માટે સુભાગ્યે હારમાળાની ઘણી જૂની પ્રતો મોજુદ છે, તે જોઇ તપાસી શકાય તેમ છે. એટલે સં. ૧૫૭૨નું નહિ, પણ ૧૫૧૨નું વર્ષ જ હારમાળાના પ્રસંગ માટે ખરૂં ઠરે છે.

ભાવનગરના જ્યોતિષિ રા. રા. જગજીવન નરભેરામ બધેકા પાસે રા. રા. કનૈયાલાલ મુનશીએ ગણત્રી કરાવી છે, અને તે ઉપરથી સં. ૧૫૧૨ને માગશર શુદ ૭ ને શનિવાર આવે છે, અને આ તારિખ–વાર કોઇપણ પ્રતમાં ન આવતા હોવાથી, રા. મુનશી સં. ૧૫૧૨નું વર્ષ સ્વીકારવાની ના પાડે છે,પણ બીજી બાજુએ વિચિત્ર રીતે સં. ૧૫૭૨નું વર્ષ પણ કોઇપણ પ્રતમાં

મળતું ન હોવા છતાં તેઓ તે વર્ષ સ્વીકારવાનો આગ્રહ શા માટે કરે છે, તે સમજાતું નથી. પણ જ્યોતિષિ બધેકાની ગણત્રીએ સં. ૧૫૭૨ ને માગશર શુદ ૭ ને સોમવાર આવે છે, માટે ૧૫૧૨ ને બદલે ૧૫૭૨નું વર્ષ સ્વીકારવાનો આગ્રહ તેઓ કરે છે. પણ શ્રીપિલાઇના પુસ્તક સાથે મેળવતાં રા. બધેકાજીની ગણત્રીમાં આવતા બધા વાર ખોટા ઠરે છે; માત્ર ૧૫૭૨નો માગશર શુદ ૭, ને સોમવાર ખરો આવે છે. પણ હારમાળાની કોઇ પણ પ્રતમાં ૧૫૭૨નું વર્ષ આવતું નથી, તો શા આધારે એ વર્ષ હારમાળાના પ્રસંગ માટે સ્વીકારવું, એ રા. મુનશી સમજાવતા નથી.

આ સંબંધમાં મેં મુંબઈના જુવાન ઉત્સાહી, અને સાયન પંચાંગના પુરસ્કર્તા જોશી કૃષ્ણરામ' બ્હાલજી શર્મા પાસે તપાસ કરાવી તો એક દિવસનો ફરક જણાયો. એટલે ૧૫૧૨ના માગશર શુદ સાતમે રા. જોશી બધેકાની ગણત્રીએ શનિવાર આવે છે, જ્યારે રા. કૃષ્ણરામની ગણત્રીએ રવિવાર નીકળ્યો. મારી પાસેની હારમાળાની કેટલાક પ્રતોમાં સં. ૧૫૧૨ ને માગશર શુદ ૭ ને રવિવાર ચોખ્ખાં લખેલાં મળે છે. આ સંબંધમાં વિશેષ ચોકસાઇ કરવા માટે મેં, મદ્રાસની સરકારે ઇ. સ. ૧૯૨૨ માં દિવાન બહાદુર એલ. ડી. સ્વામીકન્નુ પિલાઇ આઇ. એસ. ઓ; એમ.એ; બી.એલ. એમની પાસે લગભગ છેલ્લાં એક હજાર વરસનાં તિથિવાર વગેરે કઢાવીને તેનાં મોટાં ૮ વોલ્યુમો છાપી પ્રકટ કર્યાં છે, તે મંગાવીને તપાસી જોયાં. આ ગ્રન્થનું નામ 'ઇન્ડીયન એફીમરીસ" Indian Ephemeries છે. તેના પાંચમા ભાગમાં ઇ. સ. ૧૪૦૦ થી ૧૫૯૯ ની એફમરીઓ આપેલી છે. તે ભાગ મંગાવીને તપાસ્યો, તેમાં વિ. સં ૧૫૧૨ના માગશર શુદ ૭ને રવિવાર છે. તે દહાડે ઇ. સ. તા. ૧૬મી નવેંબર ૧૪૫૫ આવે છે. સાતમ ૮ ઘડી ૨૦ પળની જણાવી છે. નક્ષત્ર શતભિષા ૪૭ા ઘડીનું; હીજરી સન ૮૫૯ જિલહજ તા. ૫મી છે. શાકે વર્ષ ૧૩૭૭-યુવા નામનો સંવત્સર છે, અને કલિયુગને બેઠાને ૪૫૫૬ વર્ષ થયાં, એમ જણાવેલું છે.

આ ઉપરથી વાંચનારને સમજાશે કે જ્યોતિષિ બધેકાની ગણત્રીમાં પણ એક દિવસનો ફેર આવે છે. સરકારી પુસ્તકમાં આપેલી તારીખ તિથિ વધારે વિશ્વાસલાયક છે અને તે હસ્તલિખિત પુસ્તકમાં આપેલી એ જ વસ્તુથી મળતી આવે છે. એટલે હારમાળાનો પ્રસંગ વિ. સં. ૧૫૧૨ના માગશર શુદ સાતમ ને રવિવારે ચોક્કસ બન્યો, એમાં હવે જરાએ શંકાને સ્થાન રહેવું ન જોઇએ.

વાંચનારાઓની સુગમતા માટે જુની પ્રતોમાં મળતો વાર, જોશી બધેકાએ કાઢેલો વાર, અને દિ. બા. પિલાઇના પુસ્તકમાંથી નીકળતો વાર નીચે આપું છુ. વિશેષ ધ્યાનમાં રાખવાનું છે કે ગુ. વ. સોસાયટીના, ફાર્બસ ગુજરાતી સભાના, અને ગુજરાતી પ્રેસના સંગ્રહોમાંની હારમાળાની સર્વ પ્રતોમાં સં. ૧૫૧૨ જ આવે છે. મ.સાદિક કોઈ કોઇમાં જૂદા આવે છે, પણ સં. ૧૫૭૨ નું વર્ષ કોઈ પણ પ્રતમાં આવતું નથી, એટલે સં. ૧૫૭૨ નું વર્ષ તો મુદ્દલ સ્વીકારવા જેવું નથી.

| જુની પ્રતના વાર | બધેકા વાર | પિલાઈ વાર |
|---|---|---|
| સં. ૧૫૧૨ માગશર સુદ ૭ સોમવાર | શનિવાર | રવિવાર. |
| ,, ,, ચૈત્ર ,, ૭ સોમવાર | શુક્રવાર | શનિવાર. |
| ,, ,, વૈશાખ ,, ,, સોમવાર | બુધવાર | સોમવાર |
| રા. રા. ક. મા. મુનશીએ સ્વીકારેલુ સં. ૧૫૭૨નું વર્ષ કોઇ પ્રતમાં લખેલું નથી. | | |
| ,, ૧૫૭૨ માગશાર ,, ,, નથી. | સોમવાર | સોમવાર |
| ,, ,, ચૈત્ર ,, ,, નથી. | મંગળવાર | સોમવાર |

રા. રા. બધેકાની ગણત્રીમાં કેમ ફરક પડયો તેનું સમાધાન આ પ્રમાણે કરીએ તો થઈ શકે. સંવત ૧૫૧૨ના માગશર શુદ ૬ ને શનિવાર હતો. આપણે વૈષ્ણવો ઉદયાત્ તિથિમાં માનનારા છીએ. એ દિવસે છઠ્ઠ ૧૨ ઘડી હતી, તે પછી શનિવારે બપોરે સાતમ બેસે છે, અને રવિવારે ઉદયાત

સાતમ ૮।। ઘડીની હતી. દી. બા. પીલાઇએ ઉજ્જયનિ મધ્યમથી ગણત્રી કરી છે. હવે હારમાળાનો આખો પ્રસંગ શનિવારનો પાછલો દિવસ, આખી રાત, અને રવિવારની સવાર સુધીમાં બન્યો હતો. એટલે સાતમ શનિવારી પણ કહી શકાય અને રવિવારી પણ કહી શકાય. છેવટનો બનાવ રવિવારે સવારે બન્યો, એટલે સાતમ ને રવિવાર જ મનાયો અને લખાયો. આ ઉપરથી જણાશે કે વિ. સં. ૧૫૧૨ના માગશર શુદ ૭ ને રવિવાર હતો, એવું જે હસ્તલિખિત હારમાળાના પુસ્તકમાં મળે છે તે ખોટું નથી, પણ સાચું છે. એટલે બધેકાજી અને પીલાઇજી બન્ને સાચા કહીએ તો ચાલે, અને રા. રા. મુનશીજીએ એક દિવસના વારની હેરફેરને લીધે આખું વર્ષ બદલી નાંખવું ન જોઇએ.

આવી રીતે એક બે દિવસનો તફાવત તો આવે. દા. ત. પર્વત મેહેતાને ત્યાં રણછોડરાયજી પધાર્યા તે સં. ૧૫૦૧ ને માગશર શુદ છઠ્ઠ તો ચોક્કસ છે. ત્રિકમદાસજીએ તે દિવસે બુધવાર આવતો હતો એમ જણાવેલું છે. પીલાઇના પુસ્તકમાં માગશર શુદ છઠ્ઠને સોમવાર આવે છે. આમ બે દિવસનો ફરક આવે છે. શું આ ઉપરથી આપણે વાર બદલી લેવાને બદલે આખું વર્ષ, માસ પક્ષ અને તિથિ બદલી લેવાં એ વાજબી કહેવાય કે? કારણ કે વારનો ગોટાળો હમેશાં લહિઆઓ કરી નાંખે છે. તેઓ જે વર્ષમાં કાવ્યની નકલ કરતા હોય તે વર્ષનો વાર કોઇવાર ઉમેરી દે છે. પરાપૂર્વથી મનાતા આવેલા વર્ષ,માસ,પક્ષ અને તિથિ સામાન્ય રીતે ખોટાં હતાં નથી. વળી જ્યોતિષિઓની ગણત્રીઓમાં પણ ફરક પડે છે. એક વાર મળતો કદાચ ન આવે તો તેથી આખુંઆખું વરસ બદલી નાંખી ન શકાય. હવે ૧૫૦૧ને બદલે

આ ઉપરથી વાંચનારને સમજાશે કે જ્યોતિર્વિદ બધેકાની ગણત્રીમાં પણ એક દિવસનો ફેર આવે છે. સરકારી પુસ્તકમાં આપેલી તારીખ તિથિ વધારે વિશ્વાસલાયક છે અને તે હસ્તલિખિત પુસ્તકમાં આપેલી એ જ વસ્તુથી મળતી આવે છે. એટલે હારમાળાનો પ્રસંગ વિ. સં. ૧૫૧૨ના માગશર શુદ સાતમ ને રવિવારે ચોક્કસ બન્યો, એમાં હવે જરાએ શંકાને સ્થાન રહેવું ન જોઇએ.

વાંચનારાઓની સુગમતા માટે જુની પ્રતોમાં મળતો વાર, જોશી બધેકાએ કાઢેલો વાર, અને દિ. બા. પિલાઇના પુસ્તકમાંથી નીકળતો વાર નીચે આપું છું. વિશેષ ધ્યાનમાં રાખવાનું છે કે ગુ. વ. સોસાયટીના, ફાર્બસ ગુજરાતી સભાના, અને ગુજરાતી પ્રેસના સંગ્રહોમાંની હારમાળાની સર્વ પ્રતોમાં સં. ૧૫૧૨ જ આવે છે. માસાદિક કોઈ કોઇમાં જૂદા આવે છે, પણ સં. ૧૫૭૨ નું વર્ષ કોઈ પણ પ્રતમાં આવતું નથી, એટલે સં. ૧૫૭૨ નું વર્ષ તો મુદ્દલ સ્વીકારવા જેવું નથી.

| જુની પ્રતના વાર | બધેકા વાર | પિલાઈ વાર |
|---|---|---|
| સં. ૧૫૧૨ માગશર સુદ ૭ સોમવાર | શનિવાર | રવિવાર. |
| ,, ,, ચૈત્ર ,, ૭ સોમવાર | શુક્રવાર | શનિવાર. |
| ,, ,, વૈશાખ ,, ,, સોમવાર | બુધવાર | સોમવાર |
| રા. રા. ક. મા. મુનશીએ સ્વીકારેલું સં. ૧૫૭૨નું વર્ષ કોઇ પ્રતમાં લખેલું નથી. | | |
| ,, ૧૫૭૨ માગશર ,, ,, નથી. | સોમવાર | સોમવાર |
| ,, ,, ચૈત્ર ,, ,, નથી. | મંગળવાર | સોમવાર |

રા. રા. બધેકાની ગણત્રીમાં કેમ ફરક પડયો તેનું સમાધાન આ પ્રમાણે કરીએ તો થઈ શકે. સંવત ૧૫૧૨ના માગશર શુદ ૬ ને શનિવાર હતો. આપણે વૈષ્ણવો ઉદયાત્ તિથિમાં માનનારા છીએ. એ દિવસે છઠ્ઠ ૧૨ ઘડી હતી, તે પછી શનિવારે બપોરે સાતમ બેસે છે, અને રવિવારે ઉદયાત

સાતમ ૮ાા ઘડીની હતી. દી. બા. પીલાઇએ ઉજ્જયનિ મધ્યમથી ગણત્રી કરી છે. હવે હારમાળાનો આખો પ્રસંગ શનિવારનો પાછલો દિવસ, આખી રાત, અને રવિવારની સવાર સુધીમાં બન્યો હતો. એટલે સાતમ શનિવારી પણ કહી શકાય અને રવિવારી પણ કહી શકાય. છેવટનો બનાવ રવિવારે સવારે બન્યો, એટલે સાતમ ને રવિવાર જ મનાયો અને લખાયો. આ ઉપરથી જણાશે કે વિ. સં. ૧૫૧૨ના માગશર શુદ ૭ ને રવિવાર હતો, એવું જે હસ્ત-લિખિત હારમાળાના પુસ્તકમાં મળે છે તે ખોટું નથી, પણ સાચું છે. એટલે બધેકાજી અને પીલાઇજી બન્ને સાચા કહીએ તો ચાલે, અને શા. શા. મુનશીજીએ એક દિવસના વારની હેરફેરને લીધે આખું વર્ષ બદલી નાંખવું ન જોઇએ.

આવી રીતે એક બે દિવસનો તફાવત તો આવે. દા. ત. પર્વત મેહેતાને ત્યાં રણછોડરાયજી પધાર્યા તે સં. ૧૫૦૧ ને માગશર શુદ છઠ્ઠ તો ચોકકસ છે. ત્રિકમદાસજીએ તે દિવસે બુધવાર આવતો હતો એમ જણાવેલું છે. પીલાઇના પુસ્તકમાં માગશર શુદ છઠ્ઠને સોમવાર આવે છે. આમ બે દિવસનો ફરક આવે છે. શું આ ઉપરથી આપણે વાર બદલી લેવાને બદલે આખું વર્ષ, માસ પક્ષ અને તિથિ બદલી લેવાં એ વાજબી કહેવાય કે? કારણ કે વારનો ગોટાળો હમેશાં લહિઆઓ કરી નાંખે છે. તેઓ જે વર્ષમાં કાવ્યની નકલ કરતા હોય તે વર્ષનો વાર કોઇવાર ઉમેરી દે છે. પરાપૂર્વથી મનાતા આવેલા વર્ષ, માસ, પક્ષ અને તિથિ સામાન્ય રીતે ખોટાં હતાં નથી. વળી જ્યોતિષિઓની ગણત્રીઓમાં પણ ફરક પડે છે. એક વાર મળતો કદાચ ન આવે તો તેથી આખુંમાખું વરસ બદલી નાંખી ન શકાય. હવે ૧૫૦૧ને બદલે ૧૫૦૦નું વર્ષ લઇએ. એમાં માગશર શુદ છઠ્ઠને ગુરવાર આવે છે, પણ બુધવારે પાંચમનો ક્ષય છે, એટલે છઠ્ઠ બુધવારની મનાઇ હોવી જોઇએ. તેથી જો ૧૫૦૧ને બદલે ૧૫૦૦નું વર્ષ આ દાખલામાં માનીએ તો ચાલી શકે, પણ તેમ કરવાની જરૂર નથી. આમ જ્યોતિષ શાસ્ત્ર ઉપર કેવળ આધાર

રાખવો, તે કરતા જે વર્ષાદિ ઘણી પ્રતોમા મળતા આવે, અને કાર્ય સિદ્ધ થાય એ જ માન્ય રાખના એ શ્રેયસ્કર છે. "એકાદ દિવસની ભૂલ તિથિફેરથી થઇ શકે છે" એટલું તો રા મુનશી પોતાના નિબધમા સ્વીકારે છે, તો પ્રામાણિક રીતે તેમણે હવે નરસિંહ મેહેતાના હારપ્રાપ્તિના પ્રસગનુ સ ૧૫૧૨ નું જ વર્ષ સિદ્ધ બનાવ તરીકે સ્વીકારવુ જોઇએ

આ ઉપરાત એક સ્વતત્ર પુરાવા તરીકે અમે સ્વ. દેવશકર વૈકુંઠજી ભટ્ટે 'ગુજરાતી' પત્રના દીવાળી પર્વના ઈ સ. ૧૯૧૪ના ખાસ અકમા તળાજાની ટેકરી અને ગોપનાથ મહાદેવ વિષે લખેલો લેખ રજુ કરીએ છીએ. એમા આ વિદ્વાન્ મેહેતાજીએ જાતમેહનત કરીને કેટલીક શોધખોળને પરિણામે અને ભાટચારણના લખેલા ચોપડાને આધારે નરસિંહ મેહેતો સ ૧૪૭૦ મા જ જન્મ્યો હતો, અને સ. ૧૫૦૪મા બીક્ષખા થઇને ગયો હતો, તેનો પુરાવો આપેલો છે ભાવનગરના એક ભૂતપૂર્વ અગ્રેજ પ્રોફેસર મી. એન્ટીએ લખેલી વિગતનો પણ હવાલો તેમણે આપ્યો છે આ ઉપરથી પણ વિદ્વાનો જોઇ શકશે કે રા. રા મુનશીની શંકાપોકળી ખોટી છે. અને નરસિંહ મેહેતાના સમય વિષેનો નહિ–કોયડાનો કોમડો વિનાકારણે તેમણે ઉભો કર્યો છે, અને પોતાની વિચારસરણીમા પોતે જ ગુચવાઇ ગયા છે

---

## F. ઉપસંહાર.

રા રા. કનૈયાલાલ મુનશીએ ઉભી કરેલી શંકાપોકળીમાથી સાક્ષાત્રપોષ્શીનુ ખડન રા રા અબાલાલ બુલાખીરામ જાનીએ "કૌમુદી માસિકમા (સ.૧૯૮૩ કાર્તિક માસનો અક ) કર્યું છે, અને સાક્ષર શ્રીદુર્ગાશકર કેવળરામ શાસ્ત્રીએ 'પ્રસ્થાન' માસિકમા (સ ૧૯૮૩ વૈશાખ અને આષાઢના અંકો) સારી રીતે ૧૪મી અને ૧૫ મી શંકાનુ ખડન કર્યું છે, અને ૧૬ મી, તિથિ, માસ, પક્ષ, વાર, વર્ષની શંકા ઉપર પ્રમાણે ભાગી ભૂકો થાય છે

વળી નરસિંહ મેહેતા ઉપર સહજીઆ પંથની કે ચૈતન્ય મતની કે વલ્લભાચાર્યના મતની ભક્તિની મુદ્દલ અસર જણાતી નથી, પણ એ સર્વ ભક્તિઓ નીકળી તે પહેલાં સોરઠમાં નરસિંહની વૈષ્ણવ ભક્તિની જ્વાળા સ્વતંત્ર સ્વાનુભવ ઉપરથી પ્રકટી આખા હિન્દમાં પ્રકાશ આપી રહી હતી, અને તેને વલ્લભાચાર્યના વૈષ્ણવોએ થોડા પરિવર્તન સાથે ઝીલી છે. આ વૈષ્ણવોમાં એક કવિ દયારામ પોતાના "પુષ્ટિપથ રહસ્ય" નામના ગ્રન્થમાં નરસિંહ મેહેતાને પોતાના પંથનો 'બધૈયો' કહેતાં લખે છે કેઃ—

પ્રકટ પહેલી નરસિંહ મેહેતે ગાઇ વધાઇ;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રકટ થશે મજરાઈ. ૮૨
કરશે પ્રકટ પુષ્ટિમાર્ગ ત્યાં તે અનુસરશે;
કેવળ શરણ માત્રાથી નિઃસાધન ભવ તરશે. ૮૩

આ સર્વ દાખલાદલીલો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે નરસિંહ મેહેતાને સમયચ્યુત કરવાના અને તેનાપર પારકા પ્રદેશના આચાર્યોની અસર હોવાના રા. આનંદશંકરભાઈના અને રા. મુનશીના પ્રયત્નો મિથ્યા છે. હવે નરસિંહનો જીવનકાળ વિ. સં. ૧૪૭૦ થી ૧૫૫૫ સુધીનો ચોક્કસ આંકી શકાય છે.

આ લેખ લખવામાં આરંભની ઐતિહાસિક હકિકત રા. રા. ભાઇ નયનસુખરાયે પૂરી પાડી છે, તે માટે તેનો આભાર માનું છું. નરસિંહ મેહેતાના સમયનો કોયડો આ લેખથી સન્તોષકારક રીતે વિદ્વાનોમાં ઉકેલાયો મનાશે, તો મારો પ્રયત્ન સફળ થયેલો માનીશ. આ સમ્બન્ધમાં કંઇ દોષ કોઈની નજરમાં આવે તો તે વિષે મને જણાવવા કૃપા કરવામાં આવશે તો મારા ઉપર મોટો ઉપકાર થશે.

આટલા વિવેચન ઉપરથી વાંચનાર સમજી શકશે કે આ પુસ્તકના ૧૬ મા અને ૧૭ મા પાના ઉપર નરસિંહ મેહેતા અને પર્વત મેહેતા વગેરે સમ્બન્ધમાં જે વર્ષો અને પેઢીનામું વગેરે જણાવ્યાં છે તે સાચાં છે. અને

તેઓ બન્ને જૂનાગઢના છેલ્લા ચૂડાસમા રાજા રાહ મંડલિક(પાંચમો)ના અને અમદાવાદના મહમદ બેગડાના સમયમાં વિદ્યમાન હતા. પર્વત મેહેતાને ત્યાં રણછોડરાયનું સ્વરૂપ ૧૫૦૧માં પધાર્યું હતું, ત્યારે નરસિંહ ત્યાં હાજર હતો અને હારમાળાનો પ્રસંગ સં. ૧૫૧૨ માં રાહ મંડલિકના દરબારમાં જ થયો હતો; એ વગેરે બધી હકીગતો અને વર્ષો સાચાં છે; અને તે રા. રા. આચાર્ય આનંદશંકરભાઇની, રા. નરસિંહરાવભાઇની, કે રા રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીની તર્કજાળથી ચલિત થઈ શકે તેમ નથી. આ વર્ષો અને તારિખો અચળ જ છે. હવે એ માટે કોઇને સન્દેહ રહેવો ન જોઇએ.

વળી રા. રા. મુનશી કહે છે કે "ચૈતન્ય પહેલાં ગુજરાતમાં શુદ્ધ ભક્તિ પકડી, એ ગર્વપ્રદ બનાવનું માન આપણને ખિન્ન હૃદયે છોડી દેવું પડશે" પણ હવે તેમ કરવાની જરૂર નથી, અને આ બીના ઐતિહાસિક ઉત્ક્રાન્તિને પણ વિરોધ કરનારી નથી. કારણ કે નરસિંહની ભક્તિનો પ્રકાર બધા આચાર્યોની ભક્તિના કરતા અનોખો જ છે, અને એ વિષય અત્રે સમજાવવાનું પ્રયોજન નથી.

આજથી ૫૦–૭૫ વર્ષની વાત ઉપર હારમાળા કોની રચેલી માનવી ? પ્રેમાનંદની કે નરસિંહ મેહેતાની ? એ વિષય ઉપર મોટો વાદ ગુજરાતી વિદ્વાનોમાં ચાલતો હતો. પણ તે આજે પ્રેમાનંદના જન્મકાળ પેહલાંની એટલે સં. ૧૬૭૫ના વર્ષની અને ઓછી સંખ્યાના પદોની હારમાળાની ઘણી હસ્તલિખિત પ્રતો મળતી હોવાથી, પ્રસ્તુત વાદ શમ્યો છે, અને હારમાળા નરસિંહ મેહેતાની જ રચેલી છે, પણ પ્રેમાનંદની કે વિશ્વનાથ જાનીની રચેલી નથી, એ વિષયમાં કોઈ પણ સાહિત્યકારને શંકા રહેલી નથી. પણ આ દરમ્યાન પરપ્રાંતિય આચાર્યોની ભક્તિનો પ્રભાવ નરસિંહ મેહેતા ઉપર પડેલો જોવાની ખોટી લાલસા વિદ્વાનોમાં પેદા થવાથી નરસિંહ મેહેતાને સમયચ્યુત કરવાને કેટલાક તાર્કિક પુરાવાને આધારે ગુજરાતી સાહિત્ય પરિષદની પહેલી બેઠક પછી ચેષ્ટા થવા લાગી, અને તેની પુરવણી તરીકે હારમાળાના પ્રસંગ

બન્યાનો સમય એટલે ૧૫૧૨નું વર્ષ ફેરવી ૧૫૭૨નું ઠરાવવાનો જ્યોતિષની રીતે પ્રયત્ન થયો. પણ આ બન્ને પ્રયત્નોમાં ઐતિહાસિક હકિકત વિસારવામાં આવતી હતી; અને કેટલાક પ્રાથમિક મતાગ્રહને પુષ્ટ કરવાને અનુમાનો કરવામાં આવ્યાં હતાં. આ સર્વ કહેવાતા પ્રમાણો અને શંકાઓનું સમાધાન અન્ય વિદ્વાનોદ્વારા થતું રહ્યું છે અને તેમાં મારા તરફથી યત્કિંચિત્ ફાળો આ લેખ દ્વારા થાય છે. મને આશા છે કે આ નવીન વાદરૂપી આવરણનો ભંગ થયો છે, અને સાહિત્યના સ્વચ્છ આકાશમાં નરસિંહરૂપી ઇન્દુ સોળ કળા પરિપૂર્ણ પ્રકાશ આપી, ચાતક રસિક જનોને પદરૂપી ચન્દ્રિકાથી આહ્લાદકારી થાય, એ જ અભ્યર્થના છે.

નટવરલાલ ઈચ્છારામ દેશાઈ

# પરિશિષ્ટ ૩ જું

## ત્રિકમદાસનો પત્ર

### શ્રીરણછોડજી સદા સહાય

ચિ. ભાઇ રેવાશંકર શ્રીડાકોરથી લી. ત્રિકમદાસનો આશિર્વાદ. પ્રથમ વણારશીને મોકલો [તે સાથે સમાચાર લખ(વા)ને તમને લખું છે, જે ઉછવ કરી સારૂ મુરત જોઇ આંહી આવજો. તેને માસ ૨ થ(યા) ઉત્તર નથી. શું જાણીયે વણારશી પોતો કે ન પોતો. શ્રી ઇછા. શરીરને માહા રોગે ઘેરૂં તેની વિગત આશારામ કહેશે. લાચાર કઠણ અવસર દેખી શ્રી ડાકોરનાથની છત્ર છાહા તળે આવી પડયો છું, પછે જે ઇછા. તમે આશારામ પહોતે ને મુરત સારૂ આવે તો તાજપોરને મારગે સંપુરણ મહાવજતે વળવાની કોશીશ નકરતાં આવી પહોંચજો જે પ્રભુ મહેર કરે. એમ કરતા મુરત નાવે તો દશેરા પછી આશારામને તરત વિદાય કરજો. હરિ ઇછા તે ખરૂં. તમારા ભાઇઓને આંહીના દેણાલેણાથી વાકફ કર્યા છે. એજ. ઠાકોરજીની સેવાની ભલામણ કરતા આવજો. મુરાજજી વછરાજની હુડીનો અવેજ હજી પોતો નથી, શાહુકાર દીન કરે છે તેનો બંદુબસ્ત તરત કરજો, જે આખરનું કામ છે. ભાદરવા સુદ ૨. બીજા સમાચાર ચિરંજીવોને પત્રથી જણાશો.

(સંવત ૧૮૫૫)

[ નોંધ:—આ હસ્તલિખિત પત્રનો ફોટો બ્લોક ગ્રંથના આરંભમાં છાપ્યો છે તે જૂઓ. એમાં સંવત્ લખેલો નથી, પણ આ પત્ર તેમના ભગવત્શરણ થયા પૂર્વેનો છેલ્લો પત્ર છે. તેઓ ૧૮૫૫ ના આસો માસમાં રાસપૂર્ણિમાનાં રણછોડરાયના દર્શન કરી રણછોડ શરણ થયા. (પાને ૧૦૧ ઉપર સં. ૧૮૫૬ છાપ્યો છે ત્યાં ૧૮૫૫ સંવત વાંચવો) ]

# પરિશિષ્ટ ૪ થું

## રા. રા. નરસિંહરાવની શંકાનું સમાધાન

### (અ) પર્વત મેહેતાનું જન્મ વર્ષ. સં. ૧૪૩૩

પર્વત મેહેતાના જન્મ વર્ષ સંબંધમાં ખુલાસો કરવાની જરૂર જણાય છે. આ પુસ્તક છપાતું હતું ત્યારે વચ્ચે એક વખતે (૧૯૩૦માં) રા. રા. મુ. નરસિંહરાવભાઇ તરફથી મુંબઇની યુનિવરસિટિમાં ગુજરાતી ભાષા, સાહિત્ય અને કવિઓ સમ્બન્ધમાં વ્યાખ્યાનો અપાતાં હતાં. તે વખતે મેં આ પુસ્તકનાં જેટલાં પાનાંઓ છપાયાં હતાં તે રા. રા. નરસિંહરાવભાઇને વાંચવા આપ્યાં હતાં. તે વાંચીને તેઓએ નીચે પ્રમાણે અભિપ્રાય વ્યાખ્યાન વેળાએ આપ્યો હતો:—

" "ગુજરાતી" પ્રેસના માલિક રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇના સૌજન્યથી મને "પર્વતાખ્યાન", જે એમના પ્રેસમાં છપાય છે તેની એક નકલ મળી શકી છે. એના બીજા અધ્યાયમાં એક વંશવૃક્ષ આપ્યું છે. એ નરસિંહ મ્હેતાના દાદા પુરૂષોત્તમદાસથી શરૂ થઇ છેવટે "પર્વત પચીશી"ના કર્તા વિક્રમદાસ સુધી આવે છે. એ વિક્રમદાસનો જન્મ વિ. સં. ૧૭૯૦ અને મરણવર્ષ વિ. સં. ૧૮૫૫ નક્કી છે. નરસિંહ મ્હેતાના કાકા પર્વતદાસનું જન્મવર્ષ આ વંશાવલિ પ્રમાણે ઘણું કરીને વિ. સં. ૧૪૩૩ છે, અને નરસિંહ મેહેતા વિ. સં. ૧૪૬૯ માં જન્મ્યા હતા એમ બતાવ્યું છે. વિક્રમદાસથી પર્વતદાસ તરફ જતાં દસ પેઢીઓ થાય છે. હવે સાધારણ રીતે ગણાય છે તેમ પેઢી દીઠ ત્રીસ વર્ષ ગણીએ તો, વિક્રમદાસના જન્મવર્ષ વિ. સં. ૧૭૯૦ થી પૂર્વે જતાં વિ. સં. ૧૪૯૦ પર્વતદાસનું જન્મવર્ષ ઠરે. એટલે વંશવૃક્ષમાં આશરે જે જન્મવર્ષ ભર્યું છે તે કરતાં સત્તાવન વર્ષ મોડું, ૧૪૩૩ ને બદલે ૧૪૯૦. આ ગણતરી સ્વીકારીએ તો નરસિંહ

મ્હેતાનું 'જન્મવર્ષ' ઉપલી વંશાવલિને આધારે માન્યું છે, તે કરતાં પચીશ વર્ષ મોડું માનવું પડે. પરન્તુ પેઢી દીઠ ૩૦ વર્ષ ગણવાનો રિવાજ છે તે આ સમ્ભવથી ધડાયો છે અને જેમ પેઢીઓ વધારે તેમ અકસ્માત્ અને અનિશ્ચિતતાના અંશનો સમ્ભવ વધારે."

[આ વંશવૃક્ષ સાચું નથી એમ હું કહેતો નથી. પણ એક જોવા જેવું છે કે એમાં પુરૂષોત્તમદાસની અટક "પંડ્યા" કહી છે. પણ "પંડ્યા" અટક નાગરી ન્યાતના "બ્રાહ્મણ" (વૈદિક) વર્ગમાં હોય છે, ગૃહસ્થવર્ગમાં જાણી નથી. પરન્તુ એ ખરૂં કે હાલ એ જ્ઞાતિના પેટાઓમાં જેવા ભેદ પડ્યા છે, તેવા નરસિંહ મ્હેતાના સમયમાં નહિ હોય". ]

( જૂઓ "વસન્ત" માસિક પત્રનું વર્ષ ૨૯ મું, અંક ૩ જો. ચૈત્ર સંવત ૧૯૮૬. પ્રસિદ્ધ ભાદ્રપદ ૧૯૮૬, પાનું ૧૦૦. )

આ ટીકા સમ્બન્ધમાં ખુલાસો એ છે કે, આ વંશવૃક્ષમાં મેં જે સંવત વર્ષો આપેલાં છે તે, ઐતિહાસિક જે સાધનો મળ્યાં તે ઉપરથી ગણતરી કરીને આપેલાં છે. એમાં પર્વતદાસ મેહેતાનો જન્મ આશરે સં. ૧૪૩૩ મેં મૂકેલો છે. તેનો આધાર ત્રિકમદાસની રચેલી "પર્વત પચ્ચીશી" છે. જૂઓ એ કાવ્યનું પદ ૩ જું, કડી ૬ ઠ્ઠી. પાનું ૨૩ મું.

અડસઠ વરસ ગયાં એણી રીતે, જર્જર થયું જરાએ અંગ;
ઇન્દ્રિ નિર્બળ દુર્બળ દેહિ, ચિત્તનો ચટકો ચઢતે રંગ.

પર્વતદાસમેહેતાને ઘેર માંગરોળમાં શ્રીરણછોડજી પધાર્યા તેનું વર્ષ સં. ૧૫૦૧ નું ચોક્કસ મનાય છે ( જૂઓ પર્વત પચ્ચીશી પદ ૧૯ મું ). પર્વત પચ્ચીશીનું કાવ્ય વાચતાં અને સંદર્ભ જોતાં ૧૫૦૧ માંથી ૬૮ બાદ કરીએ તો સં. ૧૪૩૩ નું વર્ષ આવી રહે છે. તે ઉપરથી મેં પર્વતદાસના જન્મનું વર્ષ સં. ૧૪૩૩ આશરે મૂક્યું છે; તે ૧૪૩૨ પણ કદાચ હોય કે ૧૪૩૪ પણ કદાચ હોય. તેથી 'આશરે' શબ્દનો ઉપયોગ કર્યો છે. મને આ પેઢીનામાઓ ઉતારી મોકલનાર ગૃહસ્થો પાસેથી, પેઢીમાં દર્શાવેલા પુરૂષોના જીવન-

કાળનાં વર્ષો મેં મંગાવેલાં, પણ કોઇ તે બધા મૂળ પુરુષોના પૂરાં પાડી શક્યું નહોતું, એટલે જે સાધનો પ્રાપ્ત થયાં તે ઉપરથી મેં વર્ષો માંડ્યાં છે. ત્રિકમદાસના જન્મ અને ભગવતશરણનાં વર્ષો તેમના વંશજો પાસેથી ચોકસ મળે છે, અને તેમનું આખું જીવનચરિત્ર પણ મળ્યું છે; એટલે એ વર્ષો સંબંધમાં શંકાને જરાએ સ્થાન નથી. હવે પર્વતદાસ અને ત્રિકમદાસ વચ્ચે ૧૦ પેઢી અને ૩૫૭ વર્ષનું અંતર પડે છે. એટલે રા. રા. નરસિંહરાવભાઇ પેઢી દીઠ ૩૦ વરસ ગણે છે, તેને બદલે જો પેઢી દીઠ ૩૫ કે ૩૬ વરસ ગણશે તો જે ૫૭ વર્ષનો ગાળો, જે તેમને જણાય છે તે નીકળી જશે. સામાન્ય રીવાજ એવો છે કે એક શતકમાં ત્રણ પેઢીઓ સમાય; અથવા તો એક પેઢી દીઠ ઓછામાં ઓછાં ૩૦ વરસ અને વધુમાં વધુ ૪૦ વરસ મૂકાય છે. કારણ કે એક માણસને ૪૦ વરસની ઉમર સુધીમાં ( જો તે પરણ્યો હોય અને વાંઝીયો ન હોય તો ) તેને એકાદ બે પુત્રની પ્રાપ્તિ થઈ ગયેલી હોય છે. એટલે પેઢી દીઠ જો ૩૦ ને બદલે સરેરાશ ૩૫ કે ૩૬ વર્ષનું પરિમાણ સ્વીકારવામાં આવશે તો પર્વતદાસના જન્મવર્ષની શંકા ટળી જશે. આમ પેઢી દીઠ ગણત્રી કરવી એ સ્થૂળમાનની રીત છે, એટલે એના ઉપર બહુ મદાર તો બાંધી ન શકાય, અને તે જ વાત રા. રા. નરસિંહરાવે ઉપલા ફકરાના અંતમાં જણાવી છે તે યોગ્ય છે. પણ બે સંભવિત વર્ષ મળી રહ્યાં હોય તો પેઢી દીઠ વર્ષ ગણવાની સ્થૂળ રીત સિદ્ધાંતને ટેકો તો આપી શકે. આપણા દાખલામાં પર્વત મેહેતા ૧૪૩૩ માં જન્મ્યા અને ત્રિકમદાસ ૧૭૯૦ માં જન્મ્યા એટલું તો પહેલેથી નક્કી થાય છે, એટલે પેઢી દીઠ ૩૦ વરસ ગણવા કરતા ૩૫ કે ૩૬ વરસ ગણવામાં કંઇ હરકત આવતી નથી.

'વડનગરા નાગરોમાંના વૈષ્ણવ કુટુંબના ઇતિહાસ'*માં, રા. રા. કલ્યાણરાય જોહાભાઇ બક્ષીની સહાયથી અમૃતલાલ જટાશંકર બૂચે પણ ઉપર

* "વડનગરા નાગર "વૈષ્ણવ"નું વંશવૃક્ષ." એકઠું કરી છપાવી પ્રસિદ્ધ કરનાર અમૃતલાલ જટાશંકર બૂચ. રાજકોટ. ઈ. સ. ૧૯૦૩

પ્રમાણે ગણતરી કરી પર્વત મેહેતાનું જન્મવર્ષ સં. ૧૪૭૭ નું અને નરસિં
મેહેતાનું જન્મવર્ષ ૧૪૬૯ કે ૭૦ માન્યું છે. અને કૃષ્ણદાસનું જન્મ
તેને ત્રણ પુત્રો હોવાથી અને નરસિંહ મેહેતો કનિષ્ટ હોવાથી મેં.
૧૪૨૮ થી ૩૦ મૂક્યુ છે. (કારણ કે મને મળેલી વંશાવલિમાં કૃષ્ણદાસ
જ્યેષ્ટ પુત્ર ગણેલો છે.) અને આ પ્રમાણે જ વર્ષો મૂકવામાં આવે તો
પર્વતદાસ અને નરસિંહ મેહેતાનો પરસ્પર સગપણનો વહેવાર સમજી શકાય.

---

## (બ) નાગરોના ગૃહસ્થ અને બ્રાહ્મણ એવા ભેદ

હવે રા. નરસિંહરાવે પંજા અટક વિષે જે ઇસારો કર્યો છે તે
વડનગરા નાગરોમાં પૂછતાં તેઓ પણ એવો જ ખુલાસો કરે છે કે, નરસિં

વળી સ્કંદપુરાણાર્થ પ્રકાશમાં લેખક જણાવે છે પુરુષોત્તમદાસના પૂર્વજોમાં સંવત્ ૧૦૪૭ થી ૧૦૯૫ માં એટલે વિક્રમના ૧૧મા સૈકામાં વડનગરા મહિધર અને શ્રીધર નામના બે નાગરો વંથલી અને જુનાગઢના રાજા નો ણુના કારભારીઓ હતા.* તે ઉપરથી તેઓની અટક મેહેતા પડી હોવી જોઇએ એમ મારૂં સમજવું છે; અને પર્વતદાસ પંડ્યા પણ મેહેતા કહેવાતા, તેમ નરસિં પણ મેહેતો કહેવાતો. આ પંડ્યા અટક શ્રીરણછોડરાયજી પર્વત મેહેતાને ૮ પધાર્યા ત્યારથી બદલાઇ અને 'વૈષ્ણવ' અટક મેહેતા કુટુંબમાં પ્રવૃત્ત થ તે આજસુધી ચાલુ છે. આ સંબંધમાં કવિ ત્રિકમદાસ પર્વતપચ્ચીશીમ અને બીજા પદોમાં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

"પરબત આજ થકી મેં આપ્યું, વૈષ્ણવ પદ તુજને સાક્ષાત્"

(પચ્ચીશી. પદ ૫મુ, કડી ૩જી, પાનું ૨૫૨

"પંડ્યાપણાના દંડ નિવાર્યા, ખંડિ જમરાજાની આણ

(પચ્ચીશી. પદ ૨૪મુ, કડી ૪થી, પાનું ૪૨૨

"પંડ્યા કેરા દંડને ખંડ્યા, વૈષ્ણવ થાપ્યું નામ."

(પદ ૨૦મુ. કડી ૧લી, પાનું ૧૧૩

પર્વત મેહેતાના કુટુંબમાં વૈષ્ણવપદ પ્રાપ્ત થયા પછી તેઓએ ગૃહસ્થગિર સ્વીકારેલી; તેથી તેઓ પાછળથી નાગર બ્રાહ્મણોના ગૃહસ્થવર્ગમાં ગણાય હોવા જોઇએ. આ ઉપરથી જણાશે કે રા. રા. નરસિંહરાવ કહે છે કે "હા એ જ્ઞાતિના પેટાઓમાં જેવા ભેદ પડ્યા છે તેવા નરસિંહ મ્હેતાના સમયમાં નહિ હોય" એ ખરૂ છે.

---

## (૬) રા. રા. નરસિંહરાવનો સત્ય સ્વીકાર

આજ વ્યાખ્યાનમાં રા. રા. નરસિંહરાવે એક સ્થળે એક ઉપયોગી એવે સિદ્ધાંત દર્શાવ્યો છે. મેં આ ગ્રન્થના પરિશિષ્ટોમાં પણ એજ વિષય ચર્ચ્યો

* જુઓ વડનગરા નાગર વૈષ્ણવનું વંશવૃક્ષનું પુસ્તક.

પ્રમાણે ગણતરી કરી પર્વત મેહેતાનું જન્મવર્ષ સં. ૧૪૭૭ નું અને નરસિંહ મેહેતાનું જન્મવર્ષ ૧૪૬૯ કે ૭૦ માન્યું છે. અને કૃષ્ણદાસનું જન્મવર્ષ, તેને ત્રણ પુત્રો હોવાથી અને નરસિંહ મેહેતા કનિષ્ટ હોવાથી મેં. સં. ૧૪૨૮ થી ૩૦ મુક્યું છે. (કારણ કે મને મળેલી વંશાવલિમાં કૃષ્ણદાસને જ્યેષ્ટ પુત્ર ગણેલો છે.) અને આ પ્રમાણે જ વર્ષો મુકવામાં આવે તો જ પર્વતદાસ અને નરસિંહ મેહેતાનો પરસ્પર સગપણનો વહેવાર સમજી શકાય.

---

## (ભ) નાગરોના ગૃહસ્થ અને બ્રાહ્મણ એવા ભેદ

હવે રા. નરસિંહરાવે પંડ્યા અટક વિષે જે ઇસારો કર્યો છે તે વિષે વડનગરા નાગરોમાં પૂછતાં તેઓ પણ એવો જ ખુલાસો કરે છે કે, નરસિંહ મેહેતાના સમયમાં ગૃહસ્થ નાગર બ્રાહ્મણ અને ભિક્ષુક નાગર બ્રાહ્મણ વચ્ચે જેવો આજે, કેટલીક બાબતોમાં અભેદ્ય, અશક્ય ભેદ છે તેવો નહોતો. કારણ કે સં. ૧૪૨૫ માં વડનગર ભાંગ્યું અને નાગર બ્રાહ્મણો ઉચાળા ભરી કેટલાક ગુજરાતમાં દક્ષિણે ઉતર્યા અને કેટલાક સોરઠ–કાઠિયાવાડમાં ઉતર્યા. તે વખતે આપત્તિ સર્વે ઉપર સરખી હતી. એટલે નાગર બ્રાહ્મણોના ગૃહસ્થ તથા ભિક્ષુક એવા (હાલના જેવા નિરનિરાળા અને સાંધી ન શકાય એવા,) ભેદ પડેલા ન હોવા જોઇએ. એટલે પુરૂષોત્તમદાસ મેહેતાની અટક "પંડ્યા" હોય એમાં નવાઈ નથી. તે પછી પર્વતદાસના વંશજો રાજદરબારમાં કામ કરવા લાગ્યા અને યજમાનવૃત્તિ છોડી હશે, તે ઉપરથી તેઓ એકલી મેહતા અટકથી ઓળખવા લાગ્યા અને ગૃહસ્થવર્ગના નાગર બ્રાહ્મણ થયા અને જેઓએ યજમાનવૃત્તિ અને ભિક્ષાવૃત્તિ ચાલુ રાખી, તેઓ વૈદિક નાગર બ્રાહ્મણ કહેવાયા. આ ભેદ ક્યારથી પડ્યો અને પ્રચારમાં આવ્યો તે હજી સુધી નક્કી કરી શકાયું નથી.

વળી સ્કંદપુરાણાર્થ પ્રકાશમાં લેખક જણાવે છે પુરુષોત્તમદાસના પૂર્વજોમાંથી સંવત્ ૧૦૪૭ થી ૧૦૯૫ માં એટલે વિક્રમના ૧૧મા સૈકામાં વડનગરનાં મહિધર અને શ્રીધર નામના બે નાગરો વંથલી અને જુનાગઢના રાજ્ય નોધણના કારભારીઓ હતા.* તે ઉપરથી તેઓની અટક મેહેતા પડી હોવી જોઇએ, એમ મારૂં સમજવું છે; અને પર્વતદાસ પંડ્યા પણ મેહેતા કહેવાતા, તેમ નરસિંહ પણ મેહેતો કહેવાતો. આ પંડ્યા અટક શ્રીરણછોડરાયજી પર્વત મેહેતાને ત્યાં પધાર્યા ત્યારથી બદલાઇ અને 'વૈષ્ણવ' અટક મેહેતા કુટુંબમાં પ્રવૃત્ત થઇ, તે આજસુધી ચાલુ છે. આ સંબંધમાં કવિ ત્રિકમદાસ પર્વતપચ્ચીશીમાં અને બીજાં પદોમાં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

"પરબત આજ થકી મેં આપ્યું, વૈષ્ણવ પદ તુજને સાક્ષાત્"
(પચ્ચીશી. પદ ૫મુ, કડી ૩જી, પાનું ૨૫મુ)

"પંડ્યાપણાના દંડ નિવાર્યા, ખંડિ જમરાજાની આણ
(પચ્ચીશી. પદ ૨૪મું, કડી ૪થી, પાનું ૪૨મુ)

"પંડ્યા કેરા દંડને ખંડ્યા, વૈષ્ણવ થાપ્યું નામ."
(પદ ૨૦મુ. કડી ૧લી, પાનું ૧૧૩)

પર્વત મેહેતાના કુટુંબમાં વૈષ્ણવપદ પ્રાપ્ત થયા પછી તેઓએ મુત્સદીગિરી સ્વીકારેલી; તેથી તેઓ પાછળથી નાગર બ્રાહ્મણોના ગૃહસ્થવર્ગમાં ગણાયા હોવા જોઇએ. આ ઉપરથી જણાશે કે રા. રા. નરસિંહરાવ કહે છે કે "હાલ એ જ્ઞાતિના પેટાઓમાં જેવા ભેદ પડ્યા છે તેવા નરસિંહ મ્હેતાના સમયમાં નહિ હોય" એ ખરૂં છે.

---

### (ક) રા. રા. નરસિંહરાવનો સત્ય સ્વીકાર

આજ વ્યાખ્યાનમાં રા. રા. નરસિંહરાવે એક સ્થળે એક ઉપયોગી એવો સિદ્ધાંત દર્શાવ્યો છે. મેં આ ગ્રન્થના પરિશિષ્ટમાં પણ એજ વિષય ચર્ચ્યો

* જૂઓ વડનગરા નાગર વૈષ્ણવનું વંશવૃક્ષનું પુસ્તક.

છે, તેને અનાયાસ તેમનો સિદ્ધાંત ટેકો આપે તેવો છે. આ સિદ્ધાંત પ્રો. આનન્દશંકરની શાન્ત અને સંગીન દલીલો ઉપર રચાયલી સરચનાને ડગાવે છે, તેમ રા. કનૈયાલાલ મુનશીની દલીલોને અસત્ય ઠરાવે છે. મજકુર ફકરો આ પ્રમાણે છેઃ—

"તે સમયની ધાર્મિક સ્થિતિ અને કૃષ્ણભક્તિ વિષે એક બીજી વાત નોંધવી જોઇએ. વલ્લભાચાર્યનો વૈષ્ણવ સમ્પ્રદાય, જેમાં પાછળથી અનીતિ દાખલ થઇ, તે નરસિંહ મ્હેતાના સમયમાં નહોતો. કારણ કે વલ્લભાચાર્ય ઈ. સ. ૧૪૭૯ (સં. ૧૫૩૫) માં જન્મ્યા હતા, અને તે વખતે નરસિંહ મ્હેતાનું જીવન તો પૂરૂં થયું હતું.* નરસિંહ મ્હેતાની કૃષ્ણભક્તિ વલ્લભાચાર્ય પહેલાંના વૈષ્ણવ સમ્પ્રદાયમાંથી આવેલી માનવી જોઇએ. એ સમ્પ્રદાય "ભાગવત સમ્પ્રદાય", "પાંચરાત્ર સમ્પ્રદાય" ઇત્યાદિ નામે જાણીતો હતો. નરસિંહ મેહેતાનાં પદોમાં જે શૃંગારી ભાગ છે તે જયદેવનાં કાવ્યમાંથી અને *ભાગવત પુરાણના દશમ સ્કન્ધમાંથી* આવેલો માનવો જોઇએ."

(વસંત, ચૈત્ર ૧૯૮૬; પાનું ૧૦૨)

રા. રા. નરસિંહરાવનું આ મંતવ્ય મારા વિચારને ટેકો આપે તેવું છે. જો નરસિંહરાવભાઇ નરસિંહ મેહેતાને શ્રીવલ્લભાચાર્યના જન્મ પૂર્વે ભગવતશરણ થયેલા માને છે, તો તેનો જીવનકાળ ૧૫૦૧ અને ૧૫૧૨ ની આસપાસ રાજા મંડલિકનાં† સમયમાં જ આવી શકે; અને જેમ વલ્લભાચાર્યના વૈષ્ણવ સમ્પ્રદાયની અસર નરસિંહ મેહેતામાં તેઓ જોતા નથી, તો ચૈતન્ય જે વલ્-

* આ ફકરામાં વધુ કાળા અને જાડા અક્ષરો મેં કરાવેલા છે,—નરસિંહરાવના નથી.

† આ વ્યાખ્યાનમાં રા. રા. નરસિંહરાવ રા' મંડલિકને રા' માંડલિક કહે છે તે સરત ચૂકથી હશે, એમ માનું છું.

ભાચાર્યના જન્મ પછી સં.૧૫૪૨ માં બંગાલમાં જન્મ્યા હતા, તેની ભક્તિની અસર તો નરસિંહ ઉપર શી રીતે થઈ શકે ? જો આમ ખુદ ચૈતન્યની ભક્તિની અસર નરસિંહ ઉપર ન થઇ શકે તો તેના શિષ્યરૂપ ગોસ્વામીના રચેલા ગ્રન્થો ઉજ્જ્વલનીલમણિ કે વિદગ્ધ માધવ, દાનકેલી કૌમુદી કે પદ્માવલીની અસર તો ક્યાંથી થયેલી ગણાય ? આ બાબતમાં રા રા. નરસિંહરાવ પ્રો. આનંદશંકરથી તેમ જ રા. રા. મુનશીથી જૂદા પડી જાય છે, તે યોગ્યજ છે. રા. રા. નરસિંહરાવ નરસિંહ મેહેતા ઉપર ભાગવત સંપ્રદાયની, પાંચરાત્ર સમ્પ્રદાયની, જયદેવની અને શ્રીભાગવતના દશમ સ્કન્ધની અસર માને છે, તેમાં માત્ર ગર્ગસંહિતા, કૃષ્ણજન્મખણ્ડ, ભવિષ્યપુરાણ (તેમ જ નિમ્બાર્ક વિકસાવેલી રાધાતત્વની ભક્તિ) અને નરસિંહનું પોતાનું સ્વાનુભવયુક્ત કથન—એટલું વિશેષ માને તો રાધાની સખીઓનાં નામો શોધવા માટે નિરર્થક કલ્પનાઓ કરવી નહિ પડે, અને ચૈતન્યની અસર જોવા માટે નરસિંહ મેહેતાને સમયભ્રષ્ટ પણ કરવો નહિ પડે.

---

## (૬) નરસિંહ મેહેતા ઉપર પ્રાચીન ગ્રન્થોની અસર

ખુદ નરસિંહ મેહેતાનાં કાવ્યો ઉપરથી જણાય છે કે તેના ઉપર શ્રી કૃષ્ણોપનિષદ, ભાગવત, નારદપંચરાત્ર અને ગર્ગસંહિતાની અસર તો હતી. શ્રીકૃષ્ણોપનિષદ્ અને નરસિંહ મેહેતાના 'ધન્ય રે ધન્ય મહાપુણ્ય જશોદાતણુ, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે" એ પદ (જૂઓ નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ પાનું ૪૮૩ મું, પદ ૩૫ મુ) વચ્ચે કેટલું સામ્ય છે તે "ગુજરાતી" પ્રેસે છાપેલા શ્રીમદ્‌ભાગવતમાં શ્રીકૃષ્ણોપનિષદ્‌ના ભાષાંતરમાં દર્શાવેલું છે. શ્રીમદ્‌ભાગવત ઉપરાંત બીજા ગ્રન્થોમાંથી શ્રીકૃષ્ણની પ્રેમલીલાનું વર્ણન નરસિંહ મેહેતાને બીજા ગ્રંથોમાંથી મળ્યું હોય એમ નીચેના પદો ઉપરથી સમજાય છે.

પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહિ, શુકજીએ સમજી રસ સંતાડ્યો;
જ્ઞાન વૈરાગ્ય કરી, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સુધો દેખાડ્યો.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને જ્ઞાનિ વિજ્ઞાની સહુ મુનિરે જોગી,
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઇ ભક્ત જોગી.

(કાવ્યસંગ્રહ. પાનું ૪૭૮ મું, પદ ૨૪ મું.)

તમામ વૈષ્ણવોમાં એવી દૃઢ માન્યતા પરાપૂર્વથી ચાલી આવે છે કે શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કન્ધમાં રાસપંચાધ્યાયીમાં શુકદેવજીએ, આસન્નમરણ પરીક્ષિત રાજાની પાસે શ્રીકૃષ્ણની પ્રેમલીલાનું આવેશપૂર્વક ભરપૂર શૃંગાર-રસનું વર્ણન કરવા માંડતાં પરીક્ષિત રાજાએ વચમાં રસવિરુદ્ધ પ્રશ્નો પૂછયાં; તેથી શ્રીશુકદેવજીએ એ વર્ણન અપૂર્ણ રાખ્યું અને છેવટે એકાદશ સ્કન્ધમાં જ્ઞાન-વૈરાગ્યની વાતો જણાવી પરીક્ષિતને, દૈત્યોને મારીને જેવી મુક્તિ મળે છે તેવી મુક્તિ અપાવી. આ જ માન્યતાનો ઉપલી કડીમાં નરસિંહ મહેતે પડઘો પાડ્યો છે, અને જે પ્રેમની વાતો ભાગવતમાં નથી તે વાત તેણે બીજા ગ્રંથોમાંથી સ્વીકારી, એવું ચોખ્ખું સમજાય છે.

વળી નરસિંહ મહેતા પૂર્વે પણ ભાગવતમાં આવતી રાસાદિ લીલા ઓછી કેમ અને કૃષ્ણજન્મ ખંડ, ગર્ગસંહિતામાં આવતી લીલાઓ શૃંગારી વિશેષ કેમ. એવા પ્રશ્નો પૂછાતા, તેનો ઉત્તર પણ ઉપલી કડી નરસિંહ આપે છે. નરસિંહ મહેતા પહેલાં ભાગવત અને જયદેવની અષ્ટપદીઓ ઉપરાંત પણ બીજું વૈષ્ણવ માર્ગનું તરતું લોકસાહિત્ય ઘણું હતું, એવું લાગ્યા વગર રહેતું નથી. આ સાહિત્ય તે કયું તે આપણે આજે ચોક્કસ જાણવાને આપણી પાસે સાધનો નથી. પણ નરસિંહ કાવ્યસંગ્રહના પાના ૪૭૬ ઉપર જે પદ ૧૯ મું આપેલું છે, તે પદમાં એક કડી આ પ્રમાણે છે, અને તે વિચારવા જેવી છે.

"ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
**તે બ્રહ્મા** દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મુખ જોવાને ઢૂકે.

આનો સીધો સરળ અર્થ તો પ્રસિદ્ધ છે; પણ જો તેમાં રહેલો ગર્ભિત વ્યંગાર્થ વિચારિએ તો **ગર્ગ જોશી** શબ્દ **ગર્ગસંહિતા** માટે, **નારદ** શબ્દ **નારદ પાંચરાત્ર** માટે અને **બ્રહ્મા** શબ્દ **બ્રહ્મવૈવર્તપુરાણ** માટે નરસિંહ મેહેતે યોજ્યો છે, એમ મને લાગે છે. અને એમ સ્વીકારીએ તો ભાગવતમાં જે પ્રેમની વાતો પરીક્ષિત પ્રીછ્યો નહિ, તે ઉપલા ત્રણ ગ્રંથોમાં છે એવું, આ બે ત્રણ પદો (કાવ્યસંગ્રહનું ૧૯ મુ, ૨૪ મુ, અને ૩૫ મુ પદ) એકઠાં સાથે રાખીને સમજવાથી નરસિંહ મેહેતો આપણને કહેતો હોય, એવો લક્ષ્યાર્થ એમાંથી ઉત્પન્ન થાય છે.

રા. રા. નરસિંહરાવે ઉપલો એક ફકરો લખીને, પ્રો. આનંદશંકર ધ્રુવની દલીલોનું, તેમ જ રા. મુનશીની શંકાશોધકશીનું મર્દન કર્યું છે અને નરસિંહ મેહેતો કંઈ નહિ તો સં. ૧૫૩૫ પહેલો થઈ ગયો છે, એટલું તો તેઓ સ્વીકારે છે. એટલે મહેતાને સમયભ્રષ્ટ કરવાની અન્ય વિદ્વાનોની ચેષ્ટા તેમને સંમત હોય એમ લાગતું નથી. એટલા માટે પહેલા અને બીજા પરિશિષ્ટોમાં જ્યાં જ્યાં પ્રોફેસર ધ્રુવ અને મુનશીનાં નામો સાથે રા. રા. નરસિંહરાવનું નામ છે, તે ત્યાં છાપ્યું જ નહિ હોય, એમ સમજીને સુજ્ઞ વાચકને વાંચવા વિનંતિ છે.

નટવરલાલ ઈચ્છારામ દેસાઈ

# પરિશિષ્ટ ૫ મું

## ઇચ્છારામ ભટ્ટજી સમ્બન્ધી હકીકત

રા. રા. નયનસુખરાય પાસેના સં. ૧૮૩૮ ના વર્ષના એક દસ્તાવેજ ઉપરથી એમ પણ સમજાય છે કે મૂળ પેટલાદના પણ ડાકોરમાં આવી વસેલા, અણુભાષ્યના 'પ્રદીપ'કાર અને કવિ દયારામના ગુરુ ઇચ્છારામ ભટ્ટજીને કવિશ્રી ત્રિકમદાસજીએ રહેવાને માટે ડાકોરમાં એક ઘર વેચાતું લઈ આપેલું. આ દસ્તાવેજ ઉપરથી જણાય છે કે ઇચ્છારામ ભટ્ટજીના પિતાનું નામ વિઠ્ઠલજી હતું. આ વિષે ચોકસી કરવા માટે રા. નયનસુખરાયે ડાકોરવાસી શ્રી હરિદાસ કેવળરામભાઈને લખેલું. તેઓ આ સંબંધમાં એક પત્રમાં લખે છે કે:—

"એને માટે મેં ભટ્ટજીના અન્નક્ષેત્રમાં અને બીજા લાગતા વળગતાઓને પૂછતાં કોઈને ભટ્ટજીના પિતાશ્રીનું નામ ચોક્કસ જાણવામાં નથી. પેટલાદ કે જ્યાં તેઓશ્રીનું મૂળ વતન હતું ત્યાં પણ તપાસ કરાવી, પણ સત્તાવાર ખબર કોઈ જાણતું નથી. છતાં અત્રે ભટ્ટજીના ક્ષેત્ર આગળ શ્રીગોમતી તટપર એક શિવાલય છે, તે નાગરોનું એમ કહેવાય છે. ને તેને અંગે થોડીક જમીન હતી. તેમનો થોડોક ભાગ તે શિવાલયને તાબે રાખવામાં આવ્યો છે. ઉપરાંત સં. ૧૮૩૮ ની સાલની હકીકત શ્રીના મંદિરમાં મળે છે. તે અત્રેના સંસ્થાનને લગતી છે. વિશેષમાં વિનતિ કે આપની પાસે જે સં. ૧૮૩૮ નો દસ્તાવેજ છે, તેમાં જે નામો સાક્ષી ઇ. છે તે મોટા આધારરૂપ છે, અને તેમાં કંઇ શંકા કરવા જેવું નથી. જે ઘરનો

એક ઘર લઇ દીધુ હોવુ જોઇએ ત્રિકમદાસને દાહ કર્યો ત્યા ડેરી કરીને તે જગ્યા અમારા ગોરને કૃષ્ણાર્પણ કરેલી તે સમાધિના લિંગને મહાદેવ માની હાલ તાજેતરમા કોઇએ શિવાલય બના વુ છે, જે મેં ગયે વર્ષે નવુ જોયુ છે ××× અત્યારે હવે જે બાવાએ જીર્ણોદ્ધાર કર્યો તેણે મહાદેવનું નામ પાડી પાટીયુ માર્યુ છે

આ શિવાલય તે ત્રિકમદાસને જ્યા અગ્નિસસ્કાર કરી તેના ઉપર ચણાવેલી ડેરી–તે છે, અને તે નાગરોનુ શિવાલય એટલે તે મજુમદાર કુટુબના નાગરોનુ છે (જૂઓ ચદ્રવળાનો ૩૦ મો છદ પાનુ ૫૬ મુ)'

રા રા નયનસુખરાય વિશેષમા લખે છે કે 'ઘર લઇને ઇચ્છારામજીને આપ્યુ તથા તેની અને ગોમતીજીની વચ્ચેની પડતર જમીન લઇ ત્યા ધર્મશાળા કરેલી અને ઠાકોરજીના દર્શન કરતા, મદિરમાની ધજા દેખાય એમ તે જગ્યા, જે ગોમતીતટે છે તે અગ્નિસસ્કાર કરી તેના ઉપર ડેરી ચણેલી આ ડેરી અને ધર્મશાળા અમારા ગોરને દીધેલ અને તેની પછવાડે જ હાલ જે ઇચ્છારામજીની બેઠક છે, તે ઘર ઇચ્છારામજીને માટે લીધુ હોવુ જોઇએ કારણ કે આ ડેરી પાછળ ઇચ્છારામજીની બેઠક છે'

પેટલાદથી વ્રજલાલભાઇ, રા રા નયનસુખરાયના એક સ્નેહી, તેમના ઉપર લખેલા એક પત્રમા ઇચ્છારામ ભટ્ટજી સબધમા નીચે પ્રમાણે વિશેષ હકીકત લખી મોકલે છે —

'ઇચ્છારામજીના પિતાનુ નામ તપાસ કરતા કોઇ રીતે પત્તો લાગતો નથી. તેના છોકરાનુ નામ કૃષ્ણો અને તેના સ્રીનુ નામ ઇચ્છાબાઇ હતુ તેમનો દેહ ગોકુળ પાસે રાવળમા પડયો હતો તેમના ઠાકોરજી મારી પાસે હતા, પરતુ તે શ્રી હવે સુરતવાળા મહારાજશ્રીને ત્યા પધરાવ્યા છે'

આ ઇચ્છારામ ભટ્ટજી તે દયારામના ગુરૂ થાય અને ત્રિકમદાસના દેહાવસાન પછી તેનો ઇચ્છારામ ભટ્ટજીની સાથે સમાગમ થયો હોવો જોઇએ

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# પરિશિષ્ટ ૫ મું

## ઇચ્છારામ ભટ્ટજી સમ્બન્ધી હકીકત

રા. રા. નયનસુખરાય પાસેના સં. ૧૮૩૮ ના વર્ષના એક દસ્તાવેજ ઉપરથી એમ પણ સમજાય છે કે મૂળ પેટલાદના પણ ડાકોરમાં આવી વસેલા, અણુભાષ્યના 'પ્રદીપ'કાર અને કવિ દયારામના ગુરુ ઇચ્છારામ ભટ્ટજીને કવિથી ત્રિકમદાસજીએ રહેવાને માટે ડાકોરમાં એક ઘર વેચાતું લઈ આપેલું. આ દસ્તાવેજ ઉપરથી જણાય છે કે ઇચ્છારામ ભટ્ટજીના પિતાનું નામ વિઠ્ઠલજી હતું. આ વિષે ચોકસી કરવા માટે રા. નયનસુખરાયે ડાકોરવાસી શ્રી હરિદાસ કેવળરામભાઇને લખેલું. તેઓ આ સંબંધમાં એક પત્રમાં લખે છે કેઃ—

"એને માટે મેં ભટ્ટજીના અન્નક્ષેત્રમાં અને બીજા લાગના વળગતા-ઓને પૂછતાં કોઇને ભટ્ટજીના પિતાશ્રીનું નામ ચોક્કસ જાણવામાં નથી. પેટલાદ કે જ્યાં તેઓશ્રીનું મૂળ વતન હતું ત્યાં પણ તપાસ કરાવી, પણ સત્તાવાર ખબર કોઇ જાણતું નથી. છતાં અત્રે ભટ્ટજીના ક્ષેત્ર આગળ શ્રીગોમતી તટપર એક શિવાલય છે, તે નાગરોનું એમ કહેવાય છે. ને તેને અંગે થોડીક જમીન હતી. તેમાંનો થોડોક ભાગ તે શિવાલયને તાબે વામાં આવ્યો છે. ઉપરાંત સં. ૧૮૩૮ ની સાલની હકીકત શ્રીના મંદિ-માં મળે છે. તે અત્રેના સંસ્થાનને લગતી છે. વિશેષમાં વિનતિ કે આપની પાસે જે સં. ૧૮૩૮ નો દસ્તાવેજ છે, તેમાં જે નામો સાક્ષી ઇ. છે તે ટા આધારરૂપ છે, અને તેમાં કંઇ શંકા કરવા જેવું નથી. જે ઘરનો દસ્તાવેજ છે તે ઘર ક્યાં અને કયું તેનો અત્યારે પત્તો લાગવો અશક્ય . પણ એ આધાર સો ટકા ખરો જ હોવો જોઇએ, માટે મને લાગે છે કે વિગત તમો છાપશો તો કશી હરકત નથી."

આ વિષય ઉપર લખતાં રા. રા. નયનસુખરાય આ પ્રમાણે જણાવે :—"હું એમ માનું છું કે સં. ૧૮૩૮ માં ઇચ્છારામજીને ત્રિકમદાસજીએ

એક ઘર લઇ દીધું હોવું જોઇએ. ત્રિકમદાસને દાહ કર્યો ત્યાં ડેરી કરીને તે જગ્યા અમારા ગોરને કૃષ્ણાર્પણ કરેલી. તે સમાધિના લિંગને મહાદેવ માની હાલ તાજેતરમાં કોઇએ શિવાલય બનાવ્યું છે, જે મેં ગયે વર્ષે નવું જોયું છે.×××અત્યારે હવે જે બાવાએ જીર્ણોદ્ધાર કર્યો તેણે મહાદેવનું નામ પાડી પાટીયું માર્યું છે.

આ શિવાલય તે ત્રિકમદાસને જ્યાં અગ્નિસંસ્કાર કરી તેના ઉપર ચણાવેલી ડેરી—તે છે, અને તે નાગરોનું શિવાલય એટલે તે મજમુદાર કુટુંબના નાગરોનું છે. (જૂઓ ચંદ્રવળાનો ૩૦ મો છંદ. પાનું ૫૬ મુ.)"

રા. રા. નયનસુખરાય વિશેષમાં લખે છે કે "ઘર લઇને ઇચ્છારામજીને આપ્યું તથા તેની અને ગોમતીજીની વચ્ચેની પડતર જમીન લઇ ત્યાં ધર્મશાળા કરેલી અને ઠાકોરજીના દર્શન કરતાં, મંદિરમાંની ધજા દેખાય એમ તે જગ્યા, જે ગોમતીતટે છે તે અગ્નિસંસ્કાર કરી તેના ઉપર ડેરી ચણેલી. આ ડેરી અને ધર્મશાળા અમારા ગોરને દીધેલ અને તેની પાછવાડે જ હાલ જે ઇચ્છારામજીની બેઠક છે, તે ઘર ઇચ્છારામજીને માટે લીધું હોવું જોઇએ. કારણ કે આ ડેરી પાછળ ઇચ્છારામજીની બેઠક છે."

પેટલાદથી વૃજલાલભાઇ, રા. રા. નયનસુખરાયના એક સ્નેહી, તેમના ઉપર લખેલા એક પત્રમાં ઇચ્છારામ ભટ્ટજી સંબંધમાં નીચે પ્રમાણે વિશેષ હકીકત લખી મોકલે છેઃ—

"ઇચ્છારામજીના પિતાનું નામ તપાસ કરતાં કોઇ રીતે પત્તો લાગતો નથી. તેના છોકરાનું નામ કૃષ્ણો અને તેના સ્ત્રીનું નામ ઇચ્છાબાઇ હતું. તેમનો દેહ ગોકુળ પાસે રાવળમાં પડયો હતો. તેમના ઠાકોરજી મારી પાસે હતા, પરંતુ તે શ્રી હવે સુરતવાળા મહારાજશ્રીને ત્યાં પધરાવ્યા છે.'

આ ઇચ્છારામ ભટ્ટજી તે દયારામના ગુરુ થાય અને ત્રિકમદાસના દેહાવસાન પછી તેનો ઇચ્છારામ ભટ્ટજીની સાથે સમાગમ થયો હોવો જોઇએ

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

from 1783 A. D. to 1792 A. D.

Samvat

1839 5th Magh shudh
by...Trikamdas total Rs. 75000,

1840 13th Posh vad
by...Trikamdas Rs. 52000 Gaikwar

1841 2nd Chaitra vad 3rd
by...Trikamdas 58000 Rs. Gaikwar

1844 11th Chaitra vad
by...Trikamdas 43000 Rs. Gaikwar

1845 12th Chaitra vad
by...Trikamdas 40000 Rs. Gaikwad

1846 12th Vaishakh shudh
by...Trikamdas 38000 Rs. Gaikwar

1848 13th Jaishta vad by...Trikamdas
in consequence of famine in the year 1847 Rs. 13581
and on accaunt of 1848...........Rs. 38000

51581
Gaikwar

× × × × × × × ×

(signed) A. Walker
Resident.

## (૩) ત્રિકમદાસજીને ગાયકવાડ સરકાર તરફથી મળેલું માન

### श्री म्हाळसाकांत.

श्री राजा शाहु नरपति चरणी तत्पर
गोविंदराव गायकवाड सेना
खासखेल शमशेर बहादुर.

आज्ञापत्र सरकार राजश्री गोविंदराव गायकवाड सेना खासखेल शमशेर बहादुर ता त्रिकमदास भवानीदास मेहेता. सु. खमसतिसेन मयावअलफ सरकार चाकरीचे उपयोगी एकनिष्ठ जाणून कृपावंत होऊन पालखी दिली असे तरी याचे अनुभव घेऊन सरकार चाकरी एकनिष्ठपणें करीत जाणें जाणीजे छ. ११ माहे जमादील आखर मोरतब सुद.

(જૂઓ ચન્દ્રવળા ૧૩, પાનું ૫૩) (A. D. 1795 Samvat 1851)

---

(४)

राजेश्री गोविंद चिंतामण व माणको नरहरराव नारो श्रीपत गोसावी यासं अखंडित लक्ष्मी अलंकृत राजमान्य राजेश्री फत्तेसिंगराव गायकवाड सेनाखास खेल समशेर बाहादुर दडवत सुरसेन तीसेन मयावअलफ मेहेता त्रिकमदास याची सालाबाद येणें प्रमाणें तपसील. × × × × ×

१५०० वतन काठीयावाडचे मुलकगीरीवर

मण सेर १०० इनामी गाम मोजे गोलाघर

१॥। २ मोदीखान्यातून सीधा.

× × × × × × × × सदर प्रमाणें इनामी गाव सालाबाद प्रमाणें पावून वेतनाचा ऐवज वे दिकत देऊन मोदीखान्यातून सीधा देवीन जाणें जाणीजे छ. चन्द्र २० माहे सफर.

(A. D. 1790 Samvat 1846)

(५) राजश्रीया विराजित राजमान्य राजश्री त्रिकमदासभाई स्वामीचे सेवेशीं पो. बावाजी आपाजी सा. दंडवत. विनन्ती उपरी येथील कुशल जाणून स्वकीय कुशल लिहीत जावे. विशेष × × × × अगत्य धरून सदरहु प्रा. ऐवज पार पाडून देऊन नरसी पारेख याचें नांवें पावती पाठवावी. हें काम तुम्हीं फळकळीनें जरूर करावे. × लश्करांत प्राकुल माणूस लिहावयास तुम्हीं आहां त्या अर्थी हरएक विषयीं वांकडे पडूं न यावे ...... तरी याचा उलगडा करून द्यावयाचे तुह्मांकडे आहे. सुज्ञाप्रति विशेष काय लिहिणें. हे विनंती.

कार्तिक सुद ५ संवत १८५४ मु. अकालानजीक जुनागढ

---

## (६) કવિપુત્ર ગવરીદાસે ભદ્ર (અમદાવાદ) સર કર્યું તે બાબત

સ્વસ્તિશ્રી અમદાવાદ સંસ્થાને સરવે ઉપમા જોગ રાજશ્રી ભાઈ ગવરીદાસ ત્રીકમદાસ વડોદરેથી લ. પરી. મંગળદાસ સખીદાસના જેગોપાળ વાંચજો. અત્ર કુશળ છે. તમારૂં પત્ર શુદી ૫ નું લખ્યું આવ્યું, તે વાંચી સમાચાર અક્ષરશઃ માલુમ થયે. સરવે શહેર હસ્તગત થઈ કાઢી ફરી ભદ્ર ઉપર તોપો ચાલુ એવું શ્રીમંત બાબાસાહેબે લખ્યું તેથી ઘણી ખુશી થઇ છે. ભાઇ લોકોએ ચાકરીની શર્ત કરી કસર કોઇએ રાખી નથી, સર્વ દોલતનાં વિભાગી લોક છે. સર્વનો મનોરથ શ્રીમંત પૂર્ણ કરશે. તમો પણ સરકાર ચાકરીમાં કસર રાખી નથી. સંવત ૧૮૫૬ આષાઢ સુદી ૧૧ ગુરૂવાર (ઇ. સ. ૧૮૦૦)

---

(૭) પર્વતનાથ શ્રીરણછોડરાય માંગરોળ લૂટાતા જુનાગઢ પધાર્યા ત્યારે તેને વર્ષાસન મળતું હતું તે સમ્બન્ધી સનદની નકલ ૨૮૦ મા પાના પર આપી છે. સંવત ૧૮૦૧ માં દત્તાજી ગાયકવાડ (અગર પેશવા) સરકાર તરફથી ચાખવું ગામ નિભાવ માટે બક્ષીસ મળ્યું હતું. તથા સં. ૧૮૦૪ અને પછી સં. ૧૮૦૬ ના અરસામાં પહેલા નવાબે એ ઇનામ માન્ય રાખ્યુ તથા દીવાન અમરજીએ પણ જારી રાખ્યું હતું. (જૂઓ પાનું ૭૭ મુ, અધ્યાય ૪ થો)

## श्रीवरद

राजश्री कमावीसदार वर्तमान भावीला प्रांत सोरठ अखंडित लक्ष्मी अलंकृत राजमान्य श्री॥ फतेहसिंहराव गायकवाड दंडवत् सुरसन* समान सीतेन व अलफ वेदमूर्ति मांटणजी भट्ट बीन मदनजी भट्ट श्रीरणछोडजीचा सेवक वास्तव प्रमाणें मांगरोळकर याजला वैकुण्ठवासी पीलाजीराव गायकवाड याणी वर्षासन रु २०० दोनशें संवत् १७८४ चौऱ्यांयशीच्या सालीं सनदपत्र करून दिली होती व तीर्थरूप सेना खासखेल समशेर बहादुर यांनींही ताकीदपत्र दिलें होतें त्यास प्राचीन सनदपत्र व ताकीदपत्र अशी मांगरोळांत कस्बाती यांनीं दगा करून देसाई मारले व गांव लुटले त्यामध्यें भट मजकुरचे घर लुटलें गेलें त्याबरोबर कागदपत्र होते ते सर्व गेले म्हणोन भटजी लश्करांत नजीक चीतळ प्रा. मजकुरचे मुकामीं येऊन वर्तमान विदित केलें त्याजवरून तुम्हांस पत्र सादर असे कीं नीमे अमल सरकारचा त्याचे रु. १०० शंभर तुम्हीं देणें व नीमे अमल श्रीमंत प्रधान याचे असे त्याचे कमावीसदार आहेत त्याजला सांगोन बाकी रु. १०० शंभर ते देणे तुम्हांस्हून हिला हरकत न होतां वर्षासनचा ऐवज भटमजकुरास पावीत जाणें. धर्मकार्यास अन्तर न करणें पुनः प्रति वर्षास नूतन पत्राचा आक्षेप न करितां सुरक्षीत ऐवज ( मल्हार नीलेस ) गा. २ नीलेस पावतींत जाणें या पत्राची नक्कल तुम्हीं लिहून घेणें आणि हे पत्र भटजी मजकुरास भोगवटी यांसी असो देणें जाणीजे तारीख १३ माहे सफर मोहतब.

નયનસુખરાય વિનોદરાય મજમુદાર.

---

* ( સુરસન ૧૧૬૮ છે, તેમાં ૬૦૦ ઉમેરતા ઈ. સ. ૧૭૬૮ ને તેમાં ૫૬ ઉમેરતા સંવત ૧૮૨૪ આવે છે. )

# પદોની અનુક્રમણિકા



## પર્વત પચીશીનાં પદો (સચિત્ર)



## પરબત નાથ શ્રીરણછોડ-રાયજીનાં પદો



## આત્મકથનનાં પદો

## ગુજરાતી પદ સંગ્રહ



( *આ પદમાં ત્રિકમદાસજીને જ્યારે કેદ કરવામાં આવ્યા ત્યારે ભગવાને જે સ્વરૂપે દર્શન આપ્યાં તે વખતનું વર્ણન છે. )

## વ્રજભાષાનાં પદો

### દ્વારકાનાથનો મહિમા

## પોઢવા શયનનાં પદો

## પલનાનાં પદ



---



## ઢાઢીયાનાં પદ

## રાસના પદો

# શુદ્ધિ અને વૃદ્ધિ.

—પાનું ૧ લુ શ્લોકમાં અને નોટમા મંગળપુર અને માગશેળ નામ છે, તે ઠેકાણે જીર્ણદુર્ગ અને જૂનાગઢ વાચવું હાલમા પર્વતપતિ રણછોડરાય જૂનાગઢ બિરાજે છે

—પાને ૨૦ મે છેલ્લેથી ૬ ઠ્ઠી લીટીમા એવુ લખાણુ છે કે રણછોડજીનું કાવ્ય ત્રિકમદાસનું રચેલુ સ ૧૯૮૪ના પચાગમા છાપેલુ છે ત્યા આગળ પ્રસ્તુત કાવ્ય ત્રિકમદાસનું રચેલુ છે એમ નહિ વાચવુ પણ તેના પુત્ર રેવાશંકરનું રચેલુ છે એમ વાચવુ આ આખુ કાવ્ય બૃહત્ કાવ્ય દોહનના ૨ જા ભાગમા છપાયેલુ છે

—પાને ૨૧ મે વચમા ત્રિકમદાસની રચેલી શ્રીડાકોરલીલા હજી પ્રસિદ્ધિમા આવી નથી, એમ છાપેલું છે. આ ભાગ છપાયો ત્યારે અમારી પાસે ત્રિકમદાસના પદો કાવ્યો વગેરેની નકલ નહોતી, તેથી ઉપર પ્રમાણે છપાયું હતું. તે પછી રા રા ભાઈ નયનસુખરાય સાથે પરિચય થતા તેમણે ત્રિકમદાસનું ચરિત્ર, રેવાશંકર કવિનું ચન્દ્રાવળા છંદમા રચેલુ પોતાના પિતાનુ ચરિત્ર, ગુજરાતી પદો, વ્રજ ભાષાના પદો, શ્રીડાકોરલીલાનું વ્રજભાષાનું કાવ્ય, અને ફારસીમા જબાનમા રચેલું શ્રીરૂકમીની–બ્યાહનુ કાવ્ય લખી મોકલ્યા, એટલે તે સર્વ વસ્તુનો આ પુસ્તકમા પાછળથી ઉમેરો થયો, અને અપ્રસિદ્ધ ગણેલા કાવ્યાદિ પ્રસિદ્ધિમા આવ્યા છે. એટલો ફેરફાર ધ્યાનમા રાખીને પાના ૧૯, ૨૦, ૨૧ વાળો ભાગ વાચવા વિનતિ છે

—પાનુ ૪૨ મું, પદ ૨૪ મું, કડી ૪થી, એમા "જમરાણુ" શબ્દ છે ત્યા "જમરાલ" શબ્દ વાચવો

—પાના ૪૯ પરનુ આખ્યાન પુરૂં થતા પરિશિષ્ટ પાના ૨૩૫ ઉપર આપેલાં ૪ પદો ૩ જા અધ્યાયના વિષય સાથે વાચવાથી તેનુ રહસ્ય સમજાશે, અને કાકા પર્વતદાસ અને ભત્રીજા નરસિંહ મેહેતાનો સબંધ સમજાશે. પર્વત મેહેતાને ઘરે દ્વારકાથી રણછોડજીનુ નાનું સ્વરૂપ પધાર્યું તે પ્રસગના નરસિંહ મેહેતાના રચેલા બીજા પદો હોવા જોઇએ, પણ તે હજી મળ્યા નથી

—પાનું પર મુ, કડી ૭ મી, લીટી ૨ જી, નિજામ લખ્યો તે ઠેકાણે 'નિજામલ લખેલ' શબ્દ મૂકી વાચવું

| પાનું | કડી | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫૪ | ૨૧ | ૧ | લાળ લાહરી | લાજલા હરિ |
| ૫૫ | ૨૫ | ૧ | લાજ આવી | લાજણી |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૩ | છેલ્લેથી ૩ જી લીટી. | | ૧૭૮૯ | ૧૭૭૯ |
| ૬૮ | ૧૫ | | "વડવો" શબ્દનો અર્થ 'માનો બાપ' નહિ પણ "પૂર્વજ" એવો અત્રે કરવો. રાગપણ આ રીતે સમજવું. | |

લક્ષ્મસાઈના બાપ શામળદાસ, તેના બાપ પરમાનંદદાસ, તેના બાપ રણછોડદાસ. આ રણછોડદાસ તે બાણુજીસાઈના જમાઈ એટલે પરમાનંદદાસના વડવા બાણુજીસાઈ થાય.

| | | | |
|---|---|---|---|
| ૭૧ | છેલ્લેથી ૩ જી લીટી. | સર્વને | સાહેબને |
| ૭૭ | ૧૭ | નાથજી | માંડણજી |
| ૭૭ | ૨૩ | નાથજી | માંડણજી |
| ૭૯ | ૧ | જુનાગઢના રાજ્ય | ગાયકવાડ અથવા પેશવા સરકાર. |
| ૭૯ | ૨ | નાથજી | માંડણજી |
| ૮૦ | ૮ | જુનાગઢ રાજ્યે. | ગાયકવાડ અગર પેશવાએ |
| ૯૭ | ૧૩ | ઘણા રહેતા | ઘણા સુઘડ રહેતા |
| ૧૦૧ | ૩ | ૧૮૫૬ | ૧૮૫૫ |
| ૧૦૩ | ૭ | પેઢ | પેઢી |

| પાનું | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૦૬ | ૬ | ૧ | બાઈ | ભાઈ |
| ૧૧૦ | ૧૪ | ૮ | વર્ચસ | વર્મ |
| ૧૧૨ | ૮ | ૧ | માજીરે | મા જીરે |

૧૧૩-૨૦ કડી ૪ થી નોંધ—આ કડી ઉપરથી સિદ્ધ થાય છે કે પર્વત મેહેતાને માથે જે સ્વરૂપ માંગરોળમાં બિરાજતું તે ત્રિકમદાસના જીવન કાળમાં મુસલમાનોના બખેડાને લીધે જુનાગઢ પધાર્યું હતું. અને તે વખતે જે આનંદોત્સવ થયો અને કીર્તન ત્રિકમદાસે ગાયું તે પદ આજ છે. આ ઉપરથી માંગરોળવાળું સ્વરૂપ હાલમાં જુનાગઢ બિરાજે છે, એમ પુરવાર થાય છે.

૧૧૩ પદ ૨૧ ઉપર નોંધ—ત્રિકમદાસના જીવનપ્રસંગને લગતું આ પદ છે. તેઓ જ્યારે કેદમાં હતા ત્યારે હીરો ચુસી આપઘાત કરવાનો વિચાર કરતા હતા. તે વખતે શ્રીરણછોડરાયજીએ તેમને પ્રત્યક્ષ દર્શન આપી તેમ કરતા અટકાવ્યા.

| પાનું | કડી | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૨૫ કડી ૧ | ૫ | | મધુરા મુકટ | મથુરા મુકટ |
| ૧૨૬ ૪ | ૨ | | બંગ | ભૃંગ |
| ૧૩૬ ૮ | ૧ | | "યહ બાલક અન્ન હેતરો વાગધી" છે તેને સ્થાને સુધારવું કે "યહ બાલક અતિ હેત સેવા સધી" | |
| ૧૨૬ | ૧૧ | ૨ | સરોજસ | સરોજ |
| ૧૨૬ | ૧૩ | ૧ | જાયોસો | જાયાસો |
| ૧૨૭ | ૧૫ | ૨ | ચરનસો | ચર્ણસો |
| ૧૨૭ | ૧૬ | ૨ | તો ઉન | તોઉ ન |
| ૧૨૭ | ૧૭ | ૨ | સોધ | સોય |
| ૧૨૮ | ૨૬ | ૨ | નાથા | ધામા |
| ૧૨૮ | ૨૯ | ૨ | પરોસને | પરોને |
| " | " | " | ગાહી | ગાડી |
| " | ૩૩ | ૧ | નીંદ | નીંદ ન |
| ૧૩૧ | ૩૭ | ૪ | સુખી | સાખ |

| પાનું | કડી | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩૧ | ૪૦ | ૨ | બની | મની |
| ,, | ,, | ૩ | બાગા | બાધા |
| ,, | ૪૧ | ૨ | ગઢ ગહે | ગઢ ગ્રહે |
| ૧૩૨ | ૪૧ | ૧ | પોહોળ | પુષ્પ |
| ,, | ૪૪ | ૧ | હોયઉ, નાય | હો, યદુનાથ |
| ,, | ,, | ૨ | સીબરી | શબરી |
| ૧૩૩ | ૪૯ | ૨ | પુન | પુની |
| ૧૩૩ | ૪૭ | ૧ | રંગક | ગકે |
| ૧૩૪ | ૫૪ | ૨ | સુવધ | સુશ્રદ્ધ |
| ,, | ,, | ૪ | હરીસો જસુ ભાઉ | હરિ સોજ સુભાઉ |
| ૧૩૪ | ૫૫ | ૧ | બમકે | બિમકે |
| ૧૩૪ | ૫૫ | ૩ | પુસનિસ | સુખનિસ |
| ૧૩૪ | ૫૬ | ૧ | કપિ | કાઠે |
| ૧૩૪ | ,, | ૨ | ત્રાતા | ત્રાગા |
| ૧૩૫ | ૬૦ | ૨ | રંચત | રચન |
| ૧૩૫ | ૬૧ | ૧ | અખિલ કેસો | અખિલકે સો |
| ૧૩૫ | ૬૩ | ૧ | ગહી | ગ્રહી |
| ,, | ૬૬ | ૧ | ઓરકો ઉથરે | ઓરકોં ઉચો |
| ૧૩૫ | ૬૭ | ૩ | સધુરા | મધુરા |
| ૧૩૮ | ૬૯ | ૧ | ભોન | ભોજન |
| ,, | ૭૦ | ૧ | ત્રીકજી પૂજા ભ્રીધી | ત્રિકમજી પૂજે વિધિ |
| ૧૩૮ | ૭૨ | ૧ | બસરો | બસેરો |
| ,, | ,, | ૨ | ઉનકોઉ હી | ઉનકો ઉહી |
| ,, | ,, | ૪ | હન | હોએ ન |

| પાનુ | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩૮ | ,, | ૧ | જીવન લોં | જીવનલોં |
| ,, | ૭૩ | ૧ | મમરો અવર | મમ રોવા અર |
| ,, | ૭૪ | ૪ | બસિતા ત્રીકી | બસહેં તાકી |
| ,, | ,, | ,, | | |
| ૧૩૯ | ૭૫ | ૧ | પૂજે | પૂજે |
| ,, | ,, | ,, | મોહે | મોહો |
| ,, | ,, | ૪ | માહ મિત માનીકે | મોહો મિત-માની કે |
| ૧૩૯ | ૭૫ | ૬ | દાસકી નીબયે | દાસ કી નીબૈયે |
| ૧૩૯ | ૭૬ | ૨ | હે | હોં |
| ,, | ,, | ,, | જ | જઈ |
| ૧૩૯ | ૭૬ | ૩ | "બ્યાધી કહા કીનો વ્રતસંધ મત્રકી ના હાતા તીરથકી બાસી. | |

આ આખી લીટી નીચે પ્રમાણે સુધારીને વાંચવી
"બ્યાધ કહા કીનો વ્રત સંયમ, બજી કાંહાં તીરથકી બાસી."

| પાનુ | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૪૦ | ૧ | ૨ | ચહુ | વ્યૂહ |
| ,, | ૨ | ૧ | સાધવજી | માધવ |
| ૧૪૧ | ૪ | ૧ | ગડે | ઠાડે |
| ,, | ૫ | ૧ | આરા | આગ |
| ,, | ૫ | ૬ | અડસઠ તીરથ | અષ્ટ તીરથ |
| ૧૪૨ | ૨ | ૩ | હાર | હારનીં |
| ,, | ૫ | ૫ | પુમ | પુરન |
| ૧૪૩ | ૧ | ૨ | વૈકુઠ | વૈકુંઠ |
| ,, | ૩ | ૨ | પુનિ | મુનિ |

| પાનું | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૪૩ | ૭ | ૩ | તાપ હરણુ | તાપ તમહરણુ |
| ૧૪૬ | ૧૪ | ૧ | નવની રજ | નવનીરજ |
| ,, | ,, | ૯ | જધા | જધા |
| ,, | ૧૫ | ૪ | પ્રવેશ | આવેશ |
| ૧૪૭ | ૧૯ | ૧ | પીવતન | પીવત ન |
| ,, | ,, | ૩ | પરી રીઠ ગોરી | પરીરી ઠગોરી |
| ૧૪૮ | ૨૧ | ૪ | ભાંસ ન | ભાંસન |
| ૧૪૯ | ૨૭ | ૩ | બુદ ન | બુદન |
| ૧૫૦ | ૨૯ | ૪ | સજ્જન | સજ્જત |
| ૧૫૦ | ૩૦ | ૨ | કરે | કરત |
| ૧૫૦ | ૩૧ | ૪ | બુડતા | બુડત |
| ૧૫૧ | ૩૨ | ૧ | જન કહો | જનક હાં |
| ,, | ,, | ૫ | અપરાધ | અપરાધી |
| ૧૫૩ | ૩૮ | ૧ | પાય ન | પાયન |
| ,, | ,, | ૧ | રાધીકે | રાધા |
| ,, | ૩૯ | ૩ | જાગ | જોગ |
| ,, | ,, | ૬ | અરજ | લરજ |
| ,, | ,, | ૭ | દયા | દયાળ |
| ,, | ૪૦ | ૩ | ધ્યાન નહીં આવત | ધ્યાનહીં નાવત |
| ,, | ,, | ૬ | હરિપુરન | પરિપુરન |
| ૧૫૪ | ૪૧ | ૫ | પ્રત્યે | પ્રીતે |
| ,, | ૪૨ | ૪ | કરાયો | કહાયો |
| ,, | ,, | ૧૦ | ક્રોધ | દ્રોહ |
| ૧૫૫ | ૪૫ | ૯ | ચદન | ચંદની |

| પાનું | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૫૬ | ૪૫ | ૧૪ | અગ્રહી કોટી<br>અનગ લાજે | અગ્ર કોટી<br>અનંગહી લાજે |
| ૧૫૬ છેલ્લેથી ૬ઠ્ઠી | | | વળણ | વલણ |

૧૫૭ આરંભમાં જ ઉમેરવાની કડી.

(સાખી) પ્રેમ મગ્ન પુર બાસીયાં, બલક બલૈયાં લેત,
સુખસાગર રસ બસ બઢયો ઉમંગી અસીસેં દેત.

| પાનું | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૫૭ | ૪૬ | ૩ | દ્રઢ | દ્દઢ |
| ૧૫૮ | ૪૮ | ૧ | રસ ના | રસના |
| ,, | ,, | ૮ | ભયતાપ | ત્રયતાપ |
| ,, | ૪૯ | ૪ | યો | નયો |
| ૨૫૯ | ૫૦ | ૩ | સોવિન | સોવત્ |
| ,, | ૫૨ | ૪ | અકી | હુબકી |
| ૧૬૦ | ૫૫ | ૨ | સકુચય | સકુચ |
| ૧૬૧ | ૫૮ | ૫ | પટલ | પટ |
| ,, | ૫૯ | ૨ | કમોદ | કુમુદ |
| ૧૬૨ | ૬૦ | ૧ | મનન | મન ન |
| ૧૬૨ | ૬૨ | ૩ | માનત જ્યોં | માન તજ્યોં |
| ૧૬૩ | ૬૩ | ૮ | મિણ | મિલ |
| ૧૬૩ | ૬૪ | ૩ | કરણકુલ | કરણફુલ |
| ૧૬૪ | ૬૭ | ૩ | નન્દકો | નનન્દકો |
| ૧૬૫ | ૭૨ | ૨ | જાગ નૈક | જાગ નિસ નૈક |
| ૧૬૭ | ૭૯ | ૩ | કુન્દનાં | કુન્દનાં |
| ૧૬૮ | ૮૦ | ૧ | ,, | ,, |
| ૧૭૦ | ૮૮ | ૩ | ખીસેસી | વિસેસી |
| ૧૭૨ | ૯૩ | ૨ | મિલ મિલ | મિલ |
| ૧૭૨ | ૯૩ | ૪ | ભાંમની ભાંમની | ભામિની |

| પાનુ | પદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૭૩ | ૯૭ | ૪ | સુરતકે સલે લ | સુરત કેલ |
| ૧૭૫ | ૧૦૩ | ૯ | સફરી લોહી ન | સફરીલે દીન |
| ,, | ,, | ૧૦ | ન હીઈ ન | નહી ઈન |
| ૧૭૬ | ૧૦૬ | ૧ | કાઢીયા | ઢાઢીયા |
| ૧૭૬ | ૧૦૬ | ૫ | બસો | બકસો |
| ૧૭૬ | ૧૦૭ | ૨ | બવી | બલી બલી |
| ૧૭૬ | ૧૦૭ | ૬ | કોહા નર | કાહાનડ |

સુધારો ૧. પરિશિષ્ટોમા જ્યા ‘રાહ માડલિક’ શબ્દ મૂલમા વપરાયો હોય અને સુધારવો રહી ગયો હોય ત્યા ત્યા ‘રાહ મડલિક’ શબ્દ વાપરવો રાહ એટલે રાવ અથવા રાજા, અને ‘મડલિક’ એ રાજાનુ વિશેષ નામ છે

સુધારો. ૨. પરિશિષ્ટ બીજામા section A ઐતિહાસિક પુરાવા ન ૧ (૧) સોરઠી તવારીખ, (૨) બૉમ્બે ગેઝેટિઅર (કાઠિયાવાડનો વિભાગ) વૉલ્યુમ ૮ મું (૩) જુનાગઢ રાજ્યનો ઇતિહાસ, તથા (૪) સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ એમા નરસિંહ મેહેતાનો, રાહ મડલિકનો અને મહમદ બેગડાનો ઉલ્લેખ છે, અને તેઓ સમકાલીન હતા એ જણાવવાને પ્રમાણભૂત ગ્રન્થ તરીકે નોધ્યા છે

બાકી રાસમાળામા, લેન પુલની ચોપડીમા, એલ્ફીન્સ્ટનના ઇતિહાસમાં, વડોદરાના રાજકર્તાઓ એ નામના પુસ્તકમા, વોકર સાહેબના રિપોર્ટમા નરસિંહ મેહેતાનું નામ કે કથા (મડલિકના નાશના એક કારણ તરીકે જેવી રીતે સોરઠી તવારિખમા છે તેમ) નથી. આ પુસ્તકોનો આધાર રાજા મડલિક પાચમો અને મહમદ બેગડો સમકાલીન હતા તે માટે તેનો કાળ નક્કી કરવાના વિશેષ પ્રમાણો તરીકે લીધો છે

---